૭૬

'નવસૌરાષ્ટ્ર'નું ૧૯૪૦-'૪૧નું ભેટ-પુસ્તક

# લયલાના પત્રો

એક હતભાગી સ્ત્રીની
જીવનકથા



લેખક:
જનાબ કાઝી મુહમ્મદ અબ્દુલ ગફ્ફાર
અનુવાદક:
ઈમામુદ્દીન સદરુદ્દીન દરગાહવાળા



પ્રકાશક: નવસૌરાષ્ટ્ર કાર્યાલય
સલાપોસ ક્રોસ રોડ: અમદાવાદ

# પ્રસ્તાવના



પ્રસ્તાવના લખવાનું-અને તે પણ અમુક મુદતમાં લખવાનું- દુર્ઘટ અને મુંઝવનારૂં કામ હું તો વર્ષોથી કરૂં છું. એથી લેખકને અગર વાંચકને કાંઈ પણ લાભ થતો હશે કે કેમ તે તેઓ જાણે. મને તો એમાંથી એક લાભ જરૂર મળી જાય છે : બહુ ઊંચી કક્ષાનું સાહિત્ય કોઇ કોઇવાર પ્રસ્તાવના માટે થતા વાંચનમાંથી મને મળી જાય છે, અને મારા અંગત અભિપ્રાયો જે હું મારા લેખનને અંગે ન દર્શાવી શકું, તે દર્શાવવાનો આ પ્રસ્તાવના દ્વારા મોકો પણ મળે છે. મુળજીભાઈના રાસ, મનુ દવેનાં કાવ્યો, શ્રીકાંત દલાલનું "રૂપજીવિની," જેઠાલાલ દ્વિવેદીની નવલિકાઓ જેવાં સફળ કે સફળતાના ક્રમ ઉપર ચઢી ચૂકેલાં પુસ્તકોનો હું પરિચય સાધી શકું છું. એવાં ઉચ્ચ કક્ષાનાં પુસ્તકો હાથ આવતાં મને ખૂબ આનંદ થાય છે, અને ગુજરાતી સાહિત્યના વિકાસ માટેની આશાઓ દઢ બનતી જાય છે.

આ પુસ્તક પણ એવા જ પ્રકારનું ઉચ્ચ કક્ષાનું સાહિત્ય ગુજરાત સમક્ષ રજૂ કરે છે. આ પુસ્તકને અને પુસ્તકના લેખકને સાહિત્ય-સૃષ્ટિમાં આવકાર આપતાં મને ઘણો આનંદ થાય છે.

મને ખાતરી છે કે વિવેચકો પણ આ પુસ્તકને એવા જ આનંદથી વધાવશે.

આ પુસ્તકને હું કયા કારણે ઉચ્ચ સાહિત્યની કક્ષામાં મૂકું છું ? સાહિત્ય એ વાણીની કલા છે. એ કલાનો ઉદ્દેશ રસ ઉપજાવવાનો હોય છે. જીવનના સર્વ પ્રસંગો રસ ઉપજાવી શકે એમ છે. એ સઘળા પ્રસંગોમાંથી રસ ઉપજાવતાં સૌ કોઇને આવડતું નથી. સામાન્ય પ્રસંગો—સામાન્ય જીવનના પ્રસંગો પણ ઐતિહાસિક પ્રસંગોના જેટલું જ હૃદયમંથન કરાવે છે. સામાન્યતાને પણ તેની પોતાની કવિતા હોય છે. એ સામાન્યતાની કવિતા જોવી અને લખવી, સામાન્યતાની પાછળ રહેલા માનસ–ઘર્ષણમાંથી કલામય તત્ત્વો તરફ લક્ષ દોરતી વાણી ઉપજાવવી તે એક સાચા સાહિત્યકારનું કામ છે. આ પુસ્તકના લેખકને એક સાચા સાહિત્યકારની હથોટી બેસી ગઇ છે એમ મને લાગે છે.

આ પુસ્તક વાર્તા નથી, કાવ્ય નથી, કે નાટક નથી; એ માત્ર પત્રોની એક શ્રેણી છે. પરંતુ એ પત્રોની પરંપરા પાછળ એક હૃદયંગમ વાર્તા લખાયેલી પડી છે, કાવ્યના ચમકતા હીરાઓ વેરાયેલા પડેલા છે, અને હૃદયને વ્યથિત કરી નાખે એવા પ્રસંગોથી ભરપુર માનવજીવનનું એક મહાનાટક એમાં ગોઠવાયેલું છે.

આ પત્રો લખનાર નાયિકા એક પતિતા છે. પતિતા પ્રત્યે પ્રેમ દર્શાવવાનો પ્રયત્ન કરનાર એક યુવકને એ પત્રો સંબોધાયેલા છે. એ પત્રોમાં લાંબે લાંબે ગાળે એ પતિતાએ પોતાનો ઇતિહાસ કહેલો છે. એ કહે છે: "મારી વય હજી પચ્ચીસ વર્ષની નથી......એક રૂપવાન સ્ત્રી–તે મારી મા છે... એક સ્વરૂપવાન ઊંચા કદનો મર્દ–મારો બાપ છે...આ ખૂબસુરત ઇમારત મારૂં વિદ્યાલય છે...મારા પિતાની જોડે એક ખૂબસુરત

યુવક છે—એ મારા હાથનો ઉમેદવાર છે...મારા શરીરમાં વર્ણવી ન શકાય એવો કંપ છે...પછી એક બાવીસ વર્ષનો જવાન મારી દૃષ્ટિ આગળથી પસાર થયો. એ મારો પ્રથમ મર્દ. એણે મને ઓરત બનાવી; પણ પત્ની ન બનાવી...મને પ્રથમ બહેકાવનાર આજે અદાલતના આસને ચઢી સત્યાસત્યનો ફેંસલો કરે છે, ન્યાય જોખે છે, ઇન્સાફના ત્રાજવાનાં બન્ને પલ્લાં સરખાં રાખે છે." પછી તેના શબ્દોમાં કહીએ તો, "હું તો મારૂં સ્ત્રીત્વ ફના કરી ચૂકી છું—તમારૂં ભારયુક્ત ખીસ્સુ અને મારૂં રૂપવાન શરીર બેજ વસ્તુઓ છે જેના ઉપર મારા તમારા સંબંધોનો આધાર છે—મારૂં જીવન અપવિત્ર છે."

વાર્તા આટલી જ છે; પરંતુ એ વાર્તાનું એક જ પાત્ર એને બસો પાના જેટલા વિસ્તારમાં લંબાવી દે છે અને તે એવી રીતે લંબાવે છે કે એ પત્રમાલા ખરેખર એક સારી નવલકથા જેટલી જ રસમય બની જાય છે.

પતિતાઓના પ્રશ્નો, પતિતાઓનું માનસ, પતિતાઓનાં આશા-અભિલાષ અને તેમની માનવતા ચિતરતું કેટલુંક સરસ સાહિત્ય ગુજરાતીમાં પ્રગટ થયું છે, તેમાં આ પુસ્તક એક બહુજ સુંદર ઉમેરો કરે છે. પુસ્તકમાંનો દરેક પત્ર એક એક પ્રસંગ છે. અને એક એક પ્રસંગમાંથી પત્રો ઉપજાવનારી પતિતા માનવજીવનની એક એક કરુણ કવિતા આલેખે છે.

પ્રસંગો તો સામાન્ય જ હોય. પતિતાના જીવનમાં નિષ્ઠુર પ્રસંગ આવર્તન સિવાય બીજું શું હોય? અને આપણા સમા દેખાતા અપતિતોના જીવનમાં પણ સામાન્યતાના આવરણ સિવાય બીજું શું હોય છે? છતાં સમાજની ભૂલ, સમાજ-ગોઠવણની અનઆવડત અને સામાજિક વિષમતાનો અજાણે ભોગ થનાર વ્યક્તિ સમાજ

વિરુદ્ધ ભારેમાં ભારે શબ્દો વાપરે એમાં એ શબ્દ સાંભળનારને આશ્ચર્ય ઉત્પન્ન થવું ન જોઇએ.

અસ્પૃશ્યો અને પતિતાઓ એ સમાજરચનાની મહાભયાનક ખામીઓનો સરવાળો છે એમ કહીએ તો ચાલે. એનો બદલો સમાજને ગુણાકારના રૂપે મળે છે. એટલે એક પતિતાની સામાન્ય દષ્ટિ અને સમાજે સ્વીકારી લીધેલા કુલીન સામાન્ય મનુષ્યની દષ્ટિમાં મહત્ત્વનો ફેર હોય છે. એ આખા ફેરનો સળંગ ઝુલો આ પત્રોમાં ઝુલાવાયો છે. નીરસતા ઊપજે એટલી હદ સુધી સમાજ વિરુદ્ધના કટાક્ષો અને આરોપો લઇ જવાયા છે અને એક અગર બીજા રૂપમાં સમાજના દોષોનું નિરૂપણ થયેલું છે. સમાજનો અન્યાય સહન કર્યા સિવાય જેને બીજો છૂટકો જ નથી એવી એક પતિતાના આ ઉદ્દગારો છે, એટલે જ આરોપો અને આક્ષેપોનું એકવિધપણું નીરસ ન બનતાં હૃદયદ્રાવક બને છે.

પતિતાના એકવિધ અનુભવમાંથી આખી પુરુષ જાતનાં અનેકાનેક પાસાં દેખાઇ આવે છે; અને આગ જેવા સળગતા શબ્દો નીચે એક સુંદર સ્ત્રીહૃદય ધબકી રહ્યું હોય એમ દેખાઇ આવે છે.

જે હૃદયમાંથી આવા પત્રો ઉકલી આવે છે તે હૃદય પતિતાનું જ ન હોય—પછી ભલે એ પોતાને નિષ્ઠુર પતિતા કહેવડાવે. પત્રલેખિકા કહે છે તેમ "હું એક ઉજ્જડ બનેલી જિંદગીનું દાસ્તાન છું. મારી જેમ ઘરબારથી બરબાદ થયેલી લાખો નારીઓને, ઓ પાજી મર્દ ! તારા પ્રેમની જરૂરીયાત નથી, દયાની જરૂરીયાત નથી. ઓ જાલીમ ! તેને માત્ર ઇન્સાફની આવશ્યકતા છે..."

સમાજના ગેરઇન્સાફના પ્રતિબિંબ સરખી પતિતાઓની સંસ્થા આવી કંઇક પવિત્ર નારીઓને સંઘરતી હશે.

પત્રોની લખનાર પતિતા એક મુસ્લીમ પતિતા છે. રખે કોઈ ભુલ કરે કે હિન્દુઓમાં, ખ્રિસ્તીઓમાં કે બૌદ્ધોમાં પતિતાઓ નથી હોતી. તે કહે છે "જો ગ્રંથો વાંચી કાઢ્યાથી અથવા નમાઝ, રોઝા અને હજના કાનુનો જાણી લેવાથી કોઈ મુસલમાન બની શકે છે તો હું પણ મુસલમાન છું—અમારા તમારા ધર્મની હકીકત તો માત્ર એટલી જ છે કે જે માતપિતાનો ધર્મ તે અમારો ધર્મ. તમે અને હું ધર્મને શું જાણીએ? મઝહબ, મઝહબ, ધર્મ, ધર્મ પોકારતા એ બધા લોકો વાસ્તવમાં એક પ્રકારના મૂર્તિપૂજકો છે."

જે ધર્મ માનવીને સાચો માનવી બનાવે એજ સાચો ધર્મ. જે ધર્મયોજનામાં વિભાગો હોય, દુશ્મનાવટને સ્થાન હોય, ખુનામરેકીને જગા હોય, અને પશુતા તરફ પ્રેરતાં વલણો હોય એ ધર્મ ધર્મ જ નથી. પછી એને હિન્દુ ધર્મનું નામ આપો કે મુસ્લીમ ધર્મનું.

પાપીને આપણે પ્રશ્ન કરીએ કે તું હિન્દુ પાપી કે મુસ્લીમ પાપી? પુણ્યશાળીને આપણે પ્રશ્ન કરીએ કે તું હિન્દુ સંત કે મુસ્લીમ સંત? એનો જે જવાબ મળે એવો જ જવાબ પતિતાએ આ પુસ્તકમાં આપ્યો છે અને એ જવાબમાં કોઈ પણ પંડિત કે મૌલાના ન શીખવે એવો સાચો ધર્મબોધ એણે કર્યો છે.

આ પુસ્તક ઉર્દુમાંથી ગુજરાતીમાં ઉતારવામાં આવ્યું છે અને અનુવાદ કરનાર મ્હારા યુવાન મિત્ર શ્રી. ઇમામુદ્દીન સદરૂદ્દીન ગાહવાળાદર એક ગુજરાતી મુસ્લીમ છે. એની નોંધ હું બે ત્રણ

કારણોને લીધે લઉં છું. એક મુસ્લીમ લેખક કેવું સુંદર ગુજરાતી લખી શકે છે તેનો આ પુસ્તક એક બહુ જ સારો નમુનો છે. કોઇ પણ સાક્ષરને શોભે એવી શુદ્ધ અને કોઇ પણ જોરદાર લેખકને શોભે એવી પ્રવાહી ભાષા પુસ્તકના લેખકે વાપરી છે. ગુજરાતી ભાષા એકલા હિન્દુ ગુજરાતીઓની નથી. એના ઘડતરમાં ગુજરાતી મુસલમાન, ગુજરાતી પારસી, અને ગુજરાતી ખ્રીસ્તીનો પણ ભાગ છે. સાહિત્ય એ માનવતાનું પ્રતિબિંબ છે, અને માનવતાને ધર્મચીઠ્ઠીઓ લાગતી નથી. જે મુસ્લીમ આવું સુંદર વિચારી શકે અને આવું સુંદર ગુજરાતી લખી શકે એને ગુજરાતી સાહિત્યમાં, હિન્દુ ગુજરાતીઓ સ્થાન ન આપે તો પણ અચુક સ્થાન છે, જો કે એવો ભય રાખવાનું કારણ તો નથી જ. એની માનવતા કોઇ પણ વિરોધને જીતી શકે એમ છે. મુસ્લીમ લેખકોનું જાગૃત થતું એક સુંદર ઝુમખું આપણા ગુજરાતમાં છે. એમાં આ પુસ્તકના લેખકનો ઝળકતો ઉમેરો થાય છે.

બીજી નોંધવા લાયક એક વાત. પ્રત્યેક ભાષામાં ખૂબીઓ અને પ્રિય થઇ પડે એવા વળોટો રહેલા છે. ઉર્દું ભષાની પણ વિશિષ્ટ ઝમક, વિશિષ્ટ નઝાકત અને વિશિષ્ટ ખૂબીઓ રહેલી છે એ હિન્દુ–મુસ્લીમ ઐકયમાં અત્યંત દૃઢપણે માનનાર હું જોઈ શકું છું. એ ઉર્દુની ભાષારચના, કલ્પનાચમક અને અસરકારક વાકયઉઠાવ ગુજરાતી ભાષામાં અને તે શુદ્ધ ગુજરાતીમાં લાવવાના સફળ પ્રયોગ કેમ થઈ શકે તેનું આ પુસ્તક એક બહુજ સુંદર ઉદાહરણ છે. લેખકનો ઉર્દુનો સંપર્ક ગુજરાતી ભાષાને જરાયે બગાડતો નથી. ઉલટું ગુજરાતી ભાષાને ગમે એવા, ગુજરાતી ભાષામાં સારી રીતે સમાય એવા પ્રયોગો આ પુસ્તકમાં થયા છે એ તરફ હું વિદ્વાનોનું લક્ષ દોરૂં છું.

"ચકલી કોઇ વૃક્ષનું એક બીજ લઇને ઉડે છે; કોઈ

જંગલ અને વેરાનમાં તે બીજ તેની ચાંચમાંથી નીકળી ધરતી ઉપર પડે છે. વાયુનો એક સપાટો પેલા બીજ ઉપર એક મુઠ્ઠીભર માટી નાંખી દે છે. વાદળમાંથી પાણીનાં ચંદ બુંદુઓ પેલા બીજ ઉપર પડી જાય છે. પચાસ વર્ષ પશ્ચાત તે ઉજ્જડ પ્રદેશ સેંકડો માઇલ સુધી એક ગીચ જંગલ–જાનવરો, પક્ષીઓ અને વિકરાળ પ્રાણીઓનું રહેઠાણ હોય છે. કોને ખબર છે કે આ વેરાનમાં પ્રથમ કેવી રીતે બીજ પડયું હતું? એ પ્રારંભ અને આ અંતના તફાવતને તો જુઓ!" આવી સુંદર વાક્યરચનાઓ અને કવિતામય ભાવો ગુજરાતીમાં જે ઝરણુમાંથી આવી શકતા હોય તે ઝરણુમાંથી લાવવા જ જોઇએ. એથી ગુજરાતી ભાષા જરૂર સમૃદ્ધ થશે. જોકે પુસ્તકના વાંચન ઉપરથી પ્રથમ દર્શને એમ ભાગ્યેજ કાઇને લાગે કે ઉર્દુ ભાષાની કેટલીક ખુબીઓ આમાં ઉતારવામાં આવી છે.

આવું સુંદર પુસ્તક બહાર પાડવા માટે પ્રકાશકોને હું અભિનંદન આપું છું અને ઉંચા પ્રકારના કલામય પુસ્તકને ગુજરાતીમાં ઉતારી ગુજરાતી સહિત્યમાં એક સરસ વસ્તુને ઉતારવા માટે તેના લેખક શ્રી. દરગાહવાળાને તો હું બહુજ ધન્યવાદ આપું છું. હિન્દુ મુસ્લીમ ઐક્યની મારી શ્રદ્ધા સાચી પડવાના શુભ ચિહ્ન તરીકે પણ આ પુસ્તકની પ્રસ્તાવના લખતાં મને ખૂબ હર્ષ થાય છે.

મારી પ્રસ્તાવના કરતાં આ પુસ્તકનું વાંચન જ મારા કથનની ખાતરી કરી આપશે.

વડોદરા
૬ ડીસેમ્બર '૪૦

રમણલાલ વ. દેસાઈ.

# પોર્ટ નવલખી

તા. ૩૧મી માર્ચ ૧૯૪૦ના વર્ષ આખરે નવલખી બંદરે કોઇપણ કાઠિયાવાડના બંદરો કરતાં વિશેષ આયાત નિકાશની પ્રગતિ થયેલ છે.

## -: કારણકે :-

૧ તે તદ્દન સહિસલામતીવાળુ હોઈ વર્ષ દરમ્યાન કોઇ પણ વખતે સ્ટીમરોની આવજાવ માટે ખુલ્લું રહે છે.

૨ અત્યારના રિફ ા યુગમાં વેપારીઓને તદ્દન સસ્તુ છે.

૩ ગુજરાત, સેન્ટ્રલ એન્ડ અપ્પર ઇ.ડીયા અને રજપુતાનાને નજીકમાં નજીક છે.

૪ તદ્દન આધુનિક ઢબના ગોડાઉનોની અત્યુત્તમ સગવડવાળુ છે.

૫ દરેક મોટી સ્ટીમરશીપ કમ્પનીની સ્ટીમરો આવે છે.

૬ સ્ટીમરોને તાત્કાલિક ડીસ્પેચ આપવામાં આવે છે.

૭ તમામ પ્રકારના વૈજ્ઞાનિક સાધનોથી પરિપૂર્ણ છે.

વધુ માહિતી માટે લખો.

**પોર્ટ કમીશ્નર**

( મોરબી સ્ટેટ ) મોરબી

## [redacted] તરફથી



થોડાં વર્ષ પહેલાં હું રાણપુરમાં મારા રહેવાના મકાનમાં સુતો હતો. ઉનાળાના એ દિવસો હતા. મધરાત વીતી ગઈ હતી. મીઠી નિંદમાં પવનની લહરીઓ મીઠો હાથ ફેરવી મારા શરીરને પંપાળી રહી હતી.

એવી એ નિંદમાંથી હું સફાળો જાગી ઉઠયો, કેમકે મારા કાનમાં એક સ્ત્રીની કરૂણચીસ રૂપી ખીલો પેસી ગયો હતો. બેબાકળો બની હું ઉભો થઈ ગયો. જે દિશામાંથી કરૂણચીસો આવતી હતી તે મારી સામેની સડક ઉપર નજર મેં કરી તો ચંદ્રના ઉજળા પ્રકાશ નીચે ૪–૫ પુરૂષો–જાલીમો એક સ્ત્રીને પોતાના હાથમાંની લાકડીઓથી ઝૂડી રહ્યા હતા અને બિભત્સ ગાળો ભાંડતા હતા......

હું નીચે ઉતર્યો... અને પછી ઘણું બની ગયું. એ બાઇ અજાણ અને 'અપવિત્ર' હતી. મુંબાઈમાંથી નાસી છુટેલી 'વેશ્યા' હતી. મેં તેને મારે ઘેર મારાં બાળબચ્ચાં વચ્ચે આવી રહેવા સમજાવ્યું–જો તે પોતાનું દુઃખ ભૂલી શકે કે હળવું બનાવી શકે તો મારે ઘેર આવવા સમજાવી અને તે બેન આવી......

અને પછી સતત ચાર ચાર રાત એ બેને બાપને ઘરથી પોતે મોડ ધારી સાસરે કેમ ગઈ, ત્યાં તેનાં સુખદ સ્વપ્નાંનો ભુક્કો કેમ થયો, અને છેલ્લે તે મુંબાઇ નગરીના મેલના ઢગ સમાન ગોળપીઠાના લત્તાઓમાં કેમ ધકેલાઇ ગઇ, અને તેણે પોતાના દેહની હાટડી ત્યાં કેવી રીતે માંડી, શા માટે માંડી, તેની પાસે કેવા કેવા

'સજ્જનો' થાક ઉતારવા, દિલ બહેલાવવા, વાસનાનું ઝેર નીચોવવા આવતા હતા, તેનો તેના દશ વર્ષના સ્વાનુભવનો ઇતિહાસ મને કહ્યો અને મને મારી મરદજાત માટે ભારે અફસોસ થયો.

મેં એ બેનની વાતોને ભાઈ દરગાહવાળાના અનુવાદિત પત્રોમાં સજીવ બનતી જોઇ છે અને આવું પુસ્તક 'નવસૌરાષ્ટ્ર' તથા અઠવાડિક 'પ્રભાત'ના વાંચકોને આપી શકાય તો સારૂં–એમ મેં મારા મિત્ર શ્રી. કકલભાઇને કહ્યું અને તેમણે સહસા આ વાત ઉપાડી લીધી.

આ પુસ્તકમાં એક 'લયલા'ની જ વાત નથી, અનેક લયલાઓ હસીહસીને હંમેશાં જખ્મો સાથે રમે છે, પોતાનાં શરીરને નાસુર બનાવી પુરૂષોની મોજનું સાધન બને છે, એ હકીકતને આકાર આપતું આ પુસ્તક આપણી નારી જાતિનાં દુઃખના ચિત્કાર સમું છે.

આ પુસ્તક ગુજરાતી ભાષા જાણતી આલમના હાથમાં મૂકવામાં આવે છે.

હરગોવિંદ મયારામ પંડયા

## અનુવાદકના

# આરંભ–બોલ

**આ** ચલાના પત્રો એ ઉર્દૂ ગીરાના પ્રથમ પંક્તિના સાહિત્યકાર જનાબ **કાઝી મુહમ્મદ અબ્દુલગફ્ફાર સાહેબની** એક સર્વોત્તમ મનાયેલી વાસ્તવદર્શી કૃતિનો અનુવાદ છે. એ આજે સુપ્રસિદ્ધ સાપ્તાહિક "નવસૌરાષ્ટ્ર"ના ભેટ-પુસ્તક તરીકે કીતાબી શીકલમાં ગૂર્જર ગીરાને અર્પણ થાય છે. ગુર્જર સાહિત્ય-વાટિકામાં અત્યાર પૂર્વે પરભાષામાંથી અનેક નમાલી કૃતિઓ આયાત થઇ ચૂકી છે. પરંતુ આપણે ત્યાં જે સર્વોત્તમ કૃતિઓનાં થોડાંક ભાષાન્તરો થયેલાં છે, તેમાં આ ઉમેરો કેટલા આવકારને પાત્ર છે તે તો વિવેચકો જ કહેશે.

આ પત્રો નવલકથા નથી, એમાં નવલકથાની જેમ પાત્રોની જાળ પથરાયેલી નથી, પણ આ કૃતિ સમાજના એક તિરસ્કૃત અંગ સમા ગણાતા વર્ગની એક હતભાગી બ્હેન, જેને આપણે વેશ્યાના નામે પીછાનીએ છીએ, તેની ચિત્કારભરી આત્મકથા છે.

મૂળ લેખક કાઝી અબ્દુલ ગફ્ફાર સાહેબ પોતાના ઉપોદ્‌ઘાતમાં કહે છે કે, "આ પૃષ્ઠો સ્વયં પોતાના ભાષ્યસમાન છે; એક નાનો સરીખો આયનો છે; એ હિન્દના કહેવાતા સમાજ-સુધારકો અને ધર્મગુરૂઓની સમક્ષ મૂકી દેવામાં આવ્યો છે. તેઓ એ (દર્પણ)માં હિન્દી સ્રીને નગ્ન સ્વરૂપમાં જોઇ શકશે."

અને તે પછી તેઓ વાંચકોને વિનંતી કરે છે કે "આ પૃષ્ઠોને નવલિકા અથવા નવલકથા સમજીને વાંચવામાં આવશે તો, મારા ઉપર ઝુલ્મ કરેલો ગણાશે."

**આ** કૃતિના મૂળ લેખક ઉર્દૂ સાહિત્યની દુનિયામાં વર્ષોથી પ્રખ્યાત અને ગૌરવભર્યું સ્થાન ધરાવે છે. તેઓ કેવળ સાક્ષર તરીકે જ જાણીતા નથી, પણ એક પ્રથમ શ્રેણીના કુશળ અને નિડર પત્રકાર તરીકે પણ વિખ્યાત છે.

સુપ્રસિદ્ધ દેશનેતા **મવલાના મુહમ્મદઅલી** મર્હૂમે જ્યારે દિલ્હીથી અંગ્રેજી "કોમરેડ" અને ઉર્દૂ "હમદર્દ" પ્રસિદ્ધ કરવાનો નિશ્ચય કર્યો ત્યારે તેના સહ-તંત્રી તરીકે તેમણે જનાબ **કાઝી અબ્દુલ ગફ્ફાર સાહેબની** વરણી કરી હતી, અને **મવલાના મુહમ્મદઅલી** નઝરકેદ થયા ત્યાં લગી, **કાઝી સાહેબ** ઉપર્યુક્ત બન્ને પત્રોના સહ-તંત્રી તરીકે દિલ્હી ખાતે જ રહ્યા હતા. ત્યાર બાદ કલકત્તા ગયા; અને "જમહુર" નામક ઉર્દૂ દૈનિક પ્રસિદ્ધ કર્યું.

મહા-યુદ્ધ ફાટી નીકળ્યું હતું, અને ઓર્ડિનન્સ અને પ્રેસ ઇમરજન્સી એક્ટ હેઠળ અનેક પત્રકારો ઉપર રોજ-બ-રોજ આફતો ઉતરતી હતી. બંગાળ સરકારની ખફગી **કાઝી સાહેબ** ઉપર પણ ઉતરી, અને તેણે એમને બંગાળની હદમાંથી તરીપાર કરી, નઝરકેદ કરી દીધા. નઝરબંદીનો સમય પૂરો થતાં **કાઝી સાહેબ** દિલ્હી આવ્યા અને "સબ્બાહ" નામનું ઉર્દૂ પત્ર શરૂ કર્યું, પણ તેની જામીનગીરીઓ જપ્ત થઇ ગઇ, અને પત્રનું પ્રકાશન બંધ પડી ગયું.

થોડા વખત પછી **કાઝી સાહેબ ખિલાફત ડેલિગેશનની** જોડ ઇંગ્લાંડ થયા, અને ત્યાંથી પાછા આવ્યા પછી વ્યાપાર-વાણીજ્ય અને લેખન-વ્યવસાયમાં પડયા, અને એ અંગે જ, ત્રણ વાર યુરોપનો પ્રવાસ કર્યો.

**લયલાના પત્રોની** રચના, આ સફર દરમ્યાન થઈ, અને ગ્રંથસ્વરૂપે ૧૯૩૧માં બહાર પડયાં. તેણે સમાજમાં "બોમ્બશેલ"નું કાર્ય કર્યું, અને સાહિત્યની દુનિયામાં ખળભળાટ મચાવી દીધો. ઉર્દૂમાં આજલગીમાં એની આઠ આવૃત્તિઓ નીકળી ચૂકી છે.

**કાઝી સાહેબની** બીજી કૃતિઓ ખૂબ વખણાઈ અને સન્માનાઇ છે, પરંતુ ઉર્દૂ વિવેચકોનો એવો સ્પષ્ટ મત છે, કે ઉર્દૂ ગીરામાં કાઝી સાહેબનું હાલનું સ્થાન લયલાના પત્રોને જ આભારી છે.

છેલ્લાં છ-સાત વર્ષથી એઓ દક્ષિણ હૈદ્રાબાદ ખાતે સ્થાયી થયા છે, અને એક લિમિટેડ કુંપની ઉભી કરી "**પયામ**" નામનું ઉર્દૂ દૈનિક સફળતાપૂર્વક ચલાવી રહ્યા છે. **કાઝી સાહેબ મવલાના મુહમ્મદઅલી** અને **હકીમ અજમલખાન** જેવા મુલ્ક-મશહુર દેશનેતાઓના ગાઢા સંપર્કમાં આવેલા હોવાથી, એમના ઉપર તેમના રાજકીય વિચારોની ઝબરદસ્ત છાપ પડેલી છે, અને તેજ કારણ છે કે અત્યારપૂર્વે એમણે વતનને ખાતર ઘણાં સંકટો ઝીલેલાં છે.



હું બહુ જ આભારી છું કે **કાઝી અબ્દુલ ગફ્ફાર સાહેબે** પોતાની આ ઉત્કર્ષ અને સર્વોત્તમ કૃતિનો ગુજરાતીમાં અનુવાદ કરવાની મને કશી પણ આનાકાની વગર તુરત જ લેખિત રજા આપી, ઉપકારના બોજ તળે દબાવી દીધો.

હવે ભાષાન્તર સંબંધમાં થોડોક ખુલાસો કરી લઉં: આ ભાષાન્તરનો થોડોક ભાગ, મૂળ લેખકને મોકલવામાં આવ્યો હતો, અને તેનાથી સંતોષ થવા પામ્યો હતો. આ ભાષાન્તર, મૂળ ભાવોને પૂરેપૂરા સાચવીને કરવાની મેં બની શકતી તમામ કાળજી રાખી છે, પરંતુ સ્નેહી ભાઈ **કકલભાઈ કોઠારીએ "નવસૌરાષ્ટ્ર"**ના ગ્રાહકોને એ ભેટ-પુસ્તક તરીકે આપવાનું સૌજન્ય બતાવેલું હોવાથી, તેમના બહોળા હિન્દુ વાંચક સમૂહાયને દૃષ્ટિ સમક્ષ રાખીને મેં તેમાં થોડાક સ્થળોએ કેટલીક અસાધારણ છૂટ પણ લીધેલી છે, જેથી વાંચકોને આમાં વણાયેલા વિચારો પચાવવાની સવલત થઈ પડે. આ નજીવી છૂટ લેવા બદલ હું જો અપરાધી ગણાઉં તો અપરાધી છું.

ભાષા અને શૈલી અંગે મેં એટલી કાળજી રાખી છે, કે આમાં ફારસી, અરબી અને ઉર્દૂના અઘરા શબ્દો ઇરાદાપૂર્વક દાખલ કરવાનો યત્ન કર્યો નથી. ક્યાંક ક્યાંક ગુજરાતી પર્યાયોના અભાવે, એવા થોડાક શબ્દો રહી ગયેલા છે. પણ તેના માટે હું દોષિત નથી. એવી જ રીતે હું સંસ્કૃત અને પ્રાકૃતના ભારે શબ્દોથી પણ દૂર રહ્યો છું.

છેવટે મારે જેમનો આભાર માનવાનો રહે છે તે સ્નેહી ભાઇ કકલભાઇ કોઠારી અને શ્રી. હરગોવિન્દ પંડ્યા છે, જેમની ચંચળ દૃષ્ટિએ ખરા હીરાની પરખ કરી, પોતાના ગ્રાહકોને ઉર્દૂ ગીરાની એક સર્વોત્તમ રચના, ભેટ–પુસ્તક તરીકે આપી છે, બમણો ઉપકાર એટલા માટે માનું છું, કે તેઓએ સાહિત્યની દુનિયામાં, કોમ કે જાતનો ભેદ જોયા વગર ખરી ખેલ-દિલી બતાવી એક મુસ્લિમ કૃતિ અને એક ગુજરાતી ઇસ્લામી લેખક ઉપર પસંદગી ઉતારી, અન્ય પ્રકાશકોને નવી દિશા અને નવું સાહિત્ય-ક્ષેત્ર બતાવ્યાં છે.

ન વ સા રી,
૨૧–૨–૪૧

ઇમામુદ્દીન સદરૂદ્દીન દરગાહવાલા

## મૂળ લેખકની

# પ્ર સ્તા વ ના

આ પૃષ્ઠો સ્વયં પોતાના ભાષ્ય સમાન છે. એક નાનો સરખો અરિસો છે, જે હિન્દના કહેવાતા સુધારકો અને ધર્મગુરૂઓના સમક્ષ મૂકી દેવામાં આવ્યો છે, જેથી તેઓ એમાં હિન્દી સ્ત્રીને તેના નગ્ન સ્વરૂપમાં જોઇ શકશે.

જો આ પૃષ્ઠોને નવલકથા અથવા નવલિકા સમજીને વાંચવામાં આવશે તો મારા ઉપર ભારે અત્યાચાર થશે. હકીકત એ છે કે આ કાગળરૂપી પહેરનમાં હિન્દના સ્ત્રી–જીવનનાં કેટલાંક સ્વરૂપો રજૂ કરવાની કોશિશ કરવામાં આવી છે, કે જેથી આ અભાગ્યા દેશમાં એ રૂપોને ન્યાયની દૃષ્ટિએ અવલોકી શકતા હોય તો અવલોકી લે. એ ઉપરાંત એ પણ સમજી જાય, કે જ્યાંસુધી ભારતની સ્ત્રી જોડે પૂરા ન્યાયપૂર્વક વર્તવામાં નહિ આવે, ત્યાંસુધી રાજકીય સ્વતંત્રતા અને રાષ્ટ્રિય પ્રગતિનો દાવો કરવો પણ નિરર્થક છે.

એ કહી શકતો નથી, કે એક બજારી સ્ત્રીની પ્રકટ અને અપ્રકટ જિંદગીનો આ પડછાયો અતિશયોક્તિથી તદ્દન પવિત્ર છે; પરંતુ એ જરૂર કહું છું કે રૂપજીવિનીઓના બજારમાં ભારતીય સ્ત્રીની રક્તથી ખરડાયેલી પ્રકૃતિનો આ એક 'અભ્યાસ' છે, જે ઉર્દૂ ગીરાની જ્ઞાની દુનિયા માટે વિચારણાને પાત્ર છે.

લયલાની કલમે જે પત્રો લખવામાં આવ્યા છે, તેનો આ સંગ્રહ ન તો વિકાસ પામ્યે જતા પત્રકારત્વનો ચમકારો છે, ન તો અદ્‌ભૂત લેખનશક્તિનું પ્રદર્શન છે, બલ્કે આ પત્રોમાં જેઓ દેખી શકતા હોય તેમના માટે લયલાનું સ્મિત એક શોણિતનો ફૂવારો, તેની સગ્નતાઇ એક ફરીયાદ અને તેની બુદ્ધિમત્તા એક

દુઃખીનો ચિત્કાર છે. તેની ચાલાકીઓમાં તેના દિલની સંવેદનાઓ છુપાયેલી છે, તેની છેડછાડમાં તેના જખ્મના ઘા લોપાયેલા છે.

લયલાના જીવનની ફિલ્સૂફી એટલે દરજ્જે તિરસ્કારને પાત્ર નથી, જેટલે દરજ્જે હૃદયદ્રાવક છે. તે હસી હસીને પોતાના તે જખ્મો જોડે રમે છે, જે તેના અસ્તિત્વમાં રહી ગયેલા શરીર પર નાસૂર બનીને રહી ગયા છે. પોતાની ટૂંકી કથામાં તે પોતાની લાખો બદનસીબ બ્હેનોની દયાપાત્ર જિંદગી વર્ણવે છે, જે તેના દેશમાં પુરૂષોની જાતીય વાસનાઓ ઉપર કુરબાન કરવામાં આવે છે. લયલાના જીવનનું પ્રત્યેક અંગ ફરિયાદનામું છે.

આ પત્રોમાં પીડિતના તરફથી જાલિમને ઉદ્દેશીને કેટલાક સંકેતો છે; પરન્તુ જાલિમ હંમેશા પીડિતનું ચિત્ર જોવાને ગભરાયા કરે છે, કારણ કે તેને એ દર્પણમાં પોતાના રૂપની વાસ્તવિક દશા દૃષ્ટિગોચર થાય છે. મને નવાઇ ન થશે, જો કેટલાક વિભાગોમાં આ પત્રો સખ્તાઇપૂર્વક નાપસંદ કરવામાં આવે; પરન્તુ સ્ત્રી-જગતમા, જ્યાં ભારતની લગભગ અર્ધોઅર્ધ વસ્તી અત્યાર સુધી જકડાયેલી છે, ત્યાં, મને આશા છે કે, આ પૃષ્ટોનો મોટો ભાગ લક્ષ તેમજ વિચારપૂર્વક વંચાશે.

આ પત્રોમાંના કેટલાક પત્રો પૂર્વે "નયરંગે ખ્યાલ" (લાહોરનું સુવિખ્યાત ઉર્દૂ માસિક)ના પૃષ્ટો પર પ્રકટ થઇ ચૂકયા છે, અને એવી રીતે "નયરંગે ખ્યાલ"ના તંત્રીની મહેરબાનીથી લયલાની ફરિયાદનો કેટલોક ભાગ તેના હમદર્દો સુધી પહોંચાડવામાં આવી ચૂકયો છે.

મને ખબર છે કે કેટલાક વિભાગો-વર્તુળોમાં આ ફરિયાદ દિલસોજીપૂર્વક સાંભળવામાં આવી છે. હવે આ પત્રોને એક સામટા પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવાનો આશય કેવળ એ છે, કે જે લોકો લયલાના અસલ આકર્ષિતો છે, તેમની અટૂલી અને સંયુક્ત જિંદગીમાંથી રક્તનું એક બિન્દુ કાઢીને દૂરબીનની સામે મૂકી

દેવામાં આવે, જેથી તે એક બિન્દુથી તે તમામ જંતુઓની બાળ મળી જાય, જે અમારી જીવન-વ્યવસ્થાને લગાડી ખાઈ રહ્યા છે.

લયલા વાસ્તવમાં અમારા સંયુક્ત શરીરમાં કેવળ એક રક્ત બિન્દુ છે, જે હું દેશ અને કોમના તે મુરબ્બીઓની સેવામાં ભેટ તરીકે લઈ આવ્યો છું. તે મુરબ્બીઓની ફરજ હતી કે મુસલ્લાઓ પર તસ્બીહો (માળાઓ) લઈને બેસવાને બદલે અને મસ્જિદની વ્યાસપીઠો પરથી અર્થહીન અને પરિણામશૂન્ય વાયઝો (વ્યાખ્યાનો) ફરમાવવાને બદલે આ વહેતા જખમ માટે મલમ શોધે અને પોતાની નેતાગીરીની વ્યાસ-પીઠ પરથી કેવળ ભાષણો કરીને પોતાની દોષિત બુદ્ધિને સાંત્વના આપવાનો યત્ન ન કરે.

લખનવ
૪ ડિસેમ્બર ૧૯૩૨

અબ્દુલ ગફ્ફાર

# લયલાના

# પત્રો





અનુવાદક

ઇમામુદ્દીન દરગાહવાળા

મુદ્રક અને પ્રકાશક

કકલભાઇ રવજીભાઇ કોઠારી

સુભાષ પ્રીન્ટરી : સલાપોસ ક્રોસ રોડ

અ મ દા વા દ

---

આવૃતિ પહેલી

ફેબ્રુઆરી ૧૯૪૧

કિંમત બે રૂપીયા

# વિશિષ્ઠ જાહેરખબરોનો અનુક્રમ

(૫૧) ધી દીગ્વિજય ટાઇલ્સ વર્ક્સ, જામનગર
(૫૨) પ્રભાત પ્રોસેસ સ્ટુડીઓ, અમદાવાદ
(૫૩) મુલ્લા મહમદઅલી મુલ્લા શેખઅલી, વડોદરા
(૫૪) અનુપમ સ્ટોર્સ, વડોદરા
(૫૫) મોહનલાલ એ. પરીખ, અમરેલી
(૫૬) શીવલાલ દયારામ પંચાલ, અમદાવાદ
(૫૭) સમસુદીન હાજી હસનઅલી, વડોદરા
(૫૮) વિનસ એસ્યુ. કું. લી., અમદાવાદ
(૫૯) ચિત્તરંજન એન્ડ કું., અમદાવાદ
(૬૦) નોર્થન ઈન્ડીયા ઇન્સુ. કુ. લી., મુંબઈ
(૬૧) ભગુભાઈ એમ. શાહ, અમદાવાદ
(૬૨) કાઝી બ્રધર્સ, અમદાવાદ
(૬૩) મનજી નથુભાઈ એન્ડ કું., લી., રાજકોટ
(૬૪) સેન્ટ્રલ બેન્ક ઓફ ઇન્ડીઆ લી., અમદાવાદ
(૬૫) પ્રો. પાટણકર, અમદાવાદ
(૬૬) પેરેમાઉન્ટ ઇન્સુ. કું. લી. વડોદરા
(૬૭) ઇસ્ટર્ન ફેડરલ યુનીયન ઇન્સુ. કું. લી., અમદાવાદ
(૬૮) ગાંધી કેમીકલ વર્કસ, કપડવંજ
(૬૯) ધી સેન્ટીનલ ઇન્સુ. કું. અમદાવાદ



## પત્ર પહેલો

## [ ૧ ]

તમે મને લીટીઓ તો થોડી જ લખી છે; પરંતુ તે અર્થહીન નથી. મારા જીવનમાં તમારો પત્ર આ પ્રકારનો પ્રથમ પત્ર નથી.

વર્ષો પસાર થઈ ગયાં, કે જ્યારથી મારા દિવસ અને મારી રાત્રિનો વધારે પ્રમાણમાં હિસ્સો એવા જ પ્રકારના પત્ર-વ્યવહારમાં વ્યતીત થાય છે. આ જીવન–જે હું ગાળી રહી છું–મારા માટે હવે નવું નથી. તમે શા માટે તમારા "ઉદ્દેશના મર્મ"ને શબ્દોના સાથીયામાં સંતાડયો ? શરમાવવાનું કોઇ કારણ નથી !

તમે પણ 'સંબંધ' અને 'મિત્રતા' પેદા કરવા ચાહો છો એમજ ને ? તમે એમ સ્પષ્ટ કેમ ન કહ્યું. કે તમેય મારા સૌંદર્યના ખરીદનાર છો ? તમે રાત્રિના ભોજન માટે મારી હાજરી તમારા માટે આનંદનું કારણ લેખો છો, એમ તમે કેમ સ્પષ્ટ કરી ન દીધું ?

તમારો આશય તો મેજની સીમા કરતાં ય આગળ છે ! ખરૂં કે નહિ ? બંદાનવાઝ ! કોઇ દુકાન પર જાવ તો ઇશારાઓને તિલાંજલિ આપી ગ્રાહકની માફક મોકળા મને સોદો કરો ! તમે કહેશો

કે તમે તમારા પત્રમાં વિનય, શિષ્ટાચાર અને મર્યાદાને સાચવ્યાં છે. પરંતુ મારા માટે એ પરદાની શી આવશ્યકતા છે? જો તમે ઇચ્છો છો કે હું તમારા લખ્યા મુજબ આજે રાત્રે તમારી મહેમાન બનું, તો તેમાં મને શો વાંધો હોઈ શકે છે?

હું તો એના માટે જ ઉઘાડે છોગે મારી જાહેરખબર આપું છું!

## પત્ર બીજો

## [ ૨ ]

બંદાપરવર! ગત રાત્રિની કૃપાઓ માટે આભાર, અને ફરી વાર મને યાદ કરવા માટે પણ ઉપકાર.

તમે આ નાચીઝ પર તમારી કૃપાઓને શા માટે વ્યર્થ રીતે વેરો છો? રાત્રિનો આનંદ અને મહેરબાની, એ આવશ્યક નથી કે, સવારે ય બાકી રહે! તમે તમારી જગ્યાએ રહો અને મને મારી જગ્યાએ રહેવા દો. તમે એમ સમજો કે તમે એક રમકડું ખરીદ્યું હતું, જે વડે તમે તમારૂં દિલ આખી રાત બહેલાવતા રહ્યા અને હું એમ સમજું કે જે કંઇ તમારા ખીસામાંથી કાઢી લાવી તે મારા વ્યાપારની મૂડી છે.

એ સિવાય કવિના સમાન તમારી તમામ કલ્પનાઓ અને સેખિનીના ચમકારા કેવળ સમયની બરબાદી સમાન છે. હું શીતળ નિઃશ્વાસો અને શુષ્ક હોઠોના પડાવથી ઘણી આગળ નીકળી ગયેલી છું.

તે ઇંદ્રજાળ—જ્યારે સ્ત્રી અને પુરૂષ એકબીજાના સાન્નિધ્યમાં હોય છે. ત્યારે રચાતી—મારા માટે અર્થહીન છે. તમારૂં

ભારયુક્ત ખીસું અને મારૂં રૂપવંત સુંવાળું શરીર, બે જ વસ્તુઓ છે, જેના ઉપર મારા–તમારા સંબંધોનો આધાર છે. તમારા વિલાસની નિર્ભરતા તમારા ગજવા પર અને મારા આરામનો આધાર મારા ચહેરા અને શરીરની ખુબસુરતી પર.

બિરાદર, ક્ષમા કરજો, મેં દુનિયા દેખી છે. તમે તો હજી નવયુવાન છો. એ માટે સાફ સાફ કહું છું કે મારા જીવન–ગ્રંથનું તે પ્રકરણ તો ક્યારનું સમાપ્ત થઇ ગયું, જે વેળા હું તમારી કૃપા–દૃષ્ટિથી ખુશ થાત.

તમે આ ઝઘડામાં તમારો જીવ ફસાવશો મા. મને તમે પસંદ કરો છો, તો આ રમતને રમત જ સમજીને રમજો. હું તો મારૂં સ્ત્રીત્વ ફના કરી ચૂકી છું. તમારો જીવ ચાહે તો તમારી જુવાની અને તેની જોડે તમારી દોલતનું ખર્ચ કરજો. પરંતુ સ્નેહના અભિનયની જાળથી મને દૂર રાખજો. હું એક બજારૂ શરાબ છું, મદમસ્ત કરી શકું છું, પરંતુ મારાથી કોઇ ઉચ્ચ કેફની આશા રાખવી ફોગટ છે. જો મારી–તમારી મુલાકાતોનો સંબંધ સ્થાપિત રહ્યો, તો કદાચ કોક વેળા મારી જીવન–કથાના થોડાક શબ્દો તમને સંભળાવીશ. પરંતુ તે એક જંજાળ છે, જેમાં મારો કોઈ ભાગીદાર નથી.

મારા બીછાનામાં તો ઘણા ભાગીદાર છે, મારૂં શરીર અનેક વ્યક્તિઓની સંયુકત મૂડી છે, પરંતુ મારૂં ભાવિ કેવળ મારૂં જ છે. તમારી કને દોલત છે, મારી પાસે રૂપ છે. તમે કહો છો કે તમારી પાસે દિલ પણ છે; કદાચ હોય પણ ખરૂં; પરંતુ મારી પાસે તો નથી; તેનું સંશોધન નકામું છે. વાજિંત્રના તે તારને અડકશો મા, જે તૂટી ગયેલો છે...તેમાંથી તમે સ્વર મેળવી શકશો નહીં !

## પત્ર ત્રીજો

## [ ૩ ]

મિત્ર ! કેટલા દિવસ થયા એ સાંજને, જ્યારે હું પ્રથમ વાર તમારી મહેમાન થઇ હતી. કેટલા દિવસ થયા એ રાત્રિને જ્યારે તમે તમારી યુવાની મારી પર ક્ષીણ કરવી શરૂ કરી હતી. મેં કેટલી વાર કહ્યું કે સીમાથી બહાર ન જાવ. જે નથી તે ન માંગો. કાલે રાત્રે તમે ત્રણી વાર સુધી ઊન્હાં ઊન્હાં અશ્રુઓ અને હીચકીઓ દ્વારા તમારા પ્રજ્વળેલા પ્રેમને અનુમોદન આપ્યું ! તમે મને તદ્દન થકવી દીધી !

તમને કેવી રીતે ખાત્રી કરી આપું કે આ પ્રેમ–પ્રદર્શન મારા માટે જરાય રસપ્રદ નથી. હું મારૂં સ્ત્રીત્વ, મારી આબરૂ ખૂલ્લે ચોકે વેચ્યા કરૂં છું અને લોકો ખરીદ્યા કરે છે. મારી જીંદગીનો તો એ વ્યવસાય છે. પરંતુ તમે આ હકીકતને ભૂલવા દુરાગ્રહ કરો છો. તમારી પાગલતા હજાર વાર મારા પાસે એ પ્રશ્ન કરશે અને બે હજાર વાર એ જ ઉત્તર મેળવશે. મારી કને બીજો કોઇ ઉત્તર નથી.

આજે મારૂં આવવું અશક્ય છે. કાલે અથવા પરમ દિવસે તમે યાદ કરશો, તો હું જરૂર આવીશ. પરંતુ તમારે વચન આપવું

પડશે, કે હવે પછી તમારી કવિતા જેવી કલ્પનાઓ મને નહીં સતાવે. તમે બાળકોની જેમ એક વાસ્તવિકતાવિહોણા પડછાયાને પકડવા ચાહો છો અને તે હાથ નથી આવતો, તો રૂદન કરો છો.

બંદાનવાઝ! જે મન્ઝિલ પર આપણે બન્ને આવી ગયા છીએ, તે જ આપણા પ્રવાસનો અંતીમ પડાવ છે. એની આગળના આપણા માર્ગો જૂદા છે. તમે ચાલો, જ્યાં સુધી હું તમારી જોડે ચાલી શકું.

એની આગળ જવું હોય તો ફરી વિખૂટા થવું પડશે!

# પત્ર ચોથો

# [૪]

પ્યારા દોસ્ત! તમે વાટ જોઇ રહ્યા હશો. મારા ન આવવાનું કારણ જણાવું તો તમે કહેશો કે આ સ્ત્રી તો પાષાણ-હૃદયા છે. પરંતુ કરૂં શું? બનાવોને ચાવી ચાવીને કહેવાની મને ટેવ નથી. પ્રથમથી જ યત્ન કરી રહી છું કે તમે કાળી વસ્તુને કાળી સમજો અને મારા પાલવનાં ગંદાં ધાબાંઓને તમારી આંખથી જુઓ. મારા રૂપ અને શણગાર, જે માત્ર એક વ્યાપારિક જાહેરખબર છે, તેનાથી ધોખો ન ખાવ. તમારી માનવતાને, મારી માનવતાથી ઉચ્ચ સમજું છું-જો કે તમારા સાથે પ્રેમ નથી કરતી, પરંતુ તમારૂં ભલું ઇચ્છું છું. તમે હમણાં જ વ્યવહારની દુનિયામાં પગલાં માંડયાં છે. થાપ ખાઇ ગયા તો થઇ રહ્યું.

મને શું છે? તમને હાથથી ખોઇ બેસું તો ય દુનિયા મૂર્ખાઓથી ખાલી નથી!

વ્હાલા મિત્ર! જો કે હું તમારા પ્રેમ-ઉમળકાઓથી પ્રેરાઇને તમારા પર આકર્ષિત નથી થતી, ન તો થઇ શકું છું; છતાં એ સમજશો મા, કે હું તમારા બાહુમાં મારા માટે કોઇ રાહત નથી મેળવતી.

## કિસ્મત બુરી સહી પે તબીયત બુરી નહીં.

મારૂં જીવન અપવિત્ર છે, પણ આ અધમ જીવન ગાળવાના બજારમાં આવવા અગાઉ મને વિદ્યા, વિનય, સંસ્કાર અને કૌટુમ્બિક ઉચ્ચતાની એટલી મોટી દોલત સંપાદન થઇ ચૂકી હતી કે જેટલી સામાન્ય રીતે ભાગ્યેજ કોઇ ખાનદાન કુટુમ્બની વહુ-દીકરીઓએ પણ સંપાદન કરી હોય. આ નિવેદનને અતિશયોકિત અથવા બડાઇની કસોટી પર કસશો મા. અસલ સત્ત્વ કંઇક મારી કને પણ હતું.

પ્રભુની અસીમ કૃપાએ મનેય મારો હિસ્સો મળ્યો હતો. પરંતુ મારા હૃદયને મારા જીવને વિષમ કરી દીધું હોવાથી હું મનમાં ને મનમાં મારા અસ્તિત્વથી શરમાયા કરતી હતી. આ ફરેલી દુનિયા અને ફરેલા દુનિયાદારોએ જ્યાં ફેંકી દીધી, જે ગંદકીમાં નાખી દીધી, તેમાં જ હું સપડાયેલી છું.

હવે પાપની ભારી જન્જિરો મારા પગોમાં છે. ભાનસાન બાકી ન હોત તો હું તમારી જોડે આવી રીતની વાતો ન કરત. તમે જ્યારે તમારા પ્રેમને મારી આગળ પ્રકટ કરતાં થાકી જાવ છો, અને તમારાં સંભાષણોના ઉત્તરમાં મારી કનેથી મુહબ્બતનો એક શબ્દ વટિક મેળવતા નથી, ત્યારે તમે મારા પાસે કેવા કેવા મૂર્ખાઈભરેલા પ્રશ્નો કરો છો !

કદિ કહો છો: “લયલા ! તમે ખફા થઇ ગયાં ?” “શું કદિ તમે મારાથી સ્નેહ કરી શકતાં નથી ?” “શું મારો પ્રેમ કદિ ફળદાયી બની શકતો નથી ?” “તમે આટલાં પાષાણ-હૃદયાં છો ?” “તમે આટલે દરજ્જે બેપરવાહ છો ?” “તમે આટલાં નિષ્ઠુર છો ?” “તમારા વાદ્યના કોઇ તારમાં સ્વર નથી ?” “તમે બરફનો એક ગાંગડો છો, તમે એક ભારી

પત્થર છો, તમે એક નિષ્પ્રાણ ચિત્ર છો, તમે એક સાગર છો, જેનું નીર શરદીના કારણે થીજી ગયેલું છે અને ઓગળી શકતું નથી...તમે આવાં કેમ છો?"

પછી તમને મારી વર્તમાન દશા યાદ આવે છે અને તમે મારા ગળામાં હાથ નાંખી દઈને વારંવાર મને કહો છો: "શું તમે તમારા પ્રત્યેક મિત્રની જોડે એવાં જ છો? તમે કદિ પ્રેમનો સ્વાદ નથી ચાખ્યો? શું તે ભાગ્યશાળી હજી લગી નથી જન્મ્યો, જેની સાથે તમે હૃદયથી પ્યાર કરી શકો?"

વ્હાલા મિત્ર! આવી રીતે તમે કેટલીય રાત્રિઓ નષ્ટ કરી છે. તમે એક વેરાનમાં વસતિ શોધો છો, એક રેતાળ પ્રદેશમાં હરિયાળું ઘાસ ઇચ્છો છો, તમે તમારા ભૂજપાશમાં એક સહચરી માંગો છો, પરંતુ એમાંનું કંઇ પણ તમને મળી શકતું નથી! હા તમારા બાહુમાં એક નાજૂક શરીર લપાઇ શકે છે, તમારા ખોળામાં એક સૌંદર્યદર્શી ચહેરો આવી શકે છે, તમારા પાલવ પર સૌરભ પ્રસારતા વાળ વિખેરાઇ શકે છે; પરંતુ એથી વિશેષ કંઈ પણ ન માંગો...કંઇ પણ ન ઇચ્છો!

એક દિવસે જ્યારે તમે મને વારંવાર પૂછતા હતા, કે "છેવટે તમે આવાં કેમ છો?" ત્યારે ઘણે ભાગે મેં તમને વાયદો કર્યો હતો કે જો કદિ સંભવિત બન્યું તો તમને દેખાડીશ કે હું આવી કેમ છું?

આ અરસામાં કેટલીય વાર એવું થયું કે જ્યારે તમારી આ મોહવૃત્તિ પર હું મારા આત્માને તિરસ્કારતી હતી, ત્યારે વિચાર સૂઝયો કે લાવો, આજે તમને એક કથા સંભળાવું. પરંતુ હ્રદયે જવાબ આપ્યો કે અત્યારે આ નવયુવકની બુદ્ધિ

ઠેકાણે નથી. આ અજ્ઞાનતા ઓસરી જાય અને ભાન ઠેકાણે આવે ત્યારે કશું કહું.

તમને જોઈ રહી છું કે તમારો પગ આ લપસણી ભૂમિ પર કોઇ રીતે સ્થિર થતો નથી. તમે જે ગંદા તળાવને તોફાની સમુદ્ર સમજી રહ્યા છો, તેમાંથી તમારા માટે પસાર થવું કપરૂં ન હતું, પરંતુ અફસોસ કે તમે એને એક વિશાળ દરિયામાં છો એમ તમે માની રહ્યા છો ! જો કે તોફાની સમુદ્ર અને ન્હાના સરખા તળાવની વાસ્તવિકતા સમાન છે. સમુદ્રનું તોફાન અને તળાવની શાન્તિ ભ્રમ માત્ર છે. તમે ચાહો તો સમુદ્રમાં તળાવ અને તળાવમાં સમુદ્ર દૃષ્ટિગોચર કરી શકો છે.

અમુક વિચારસરણી ભેજામાં ઉદ્ભવે છે તે જ વાસ્તવિક છે, નક્કર છે. તમારા ભેજામાં સાગર પણ છે અને તળાવ પણ; અને વાસ્તવમાં બન્ને એક જ છે; પણ તમે આંખો મીંચીને એમ જ કહો કે તળાવ વાસ્તવમાં સમુદ્ર છે, તો પછી પાણીનું પ્રત્યેક ટીપું તમારા માટે પ્રલય સમું હશે. તમે ઘણાં ફિલ્સૂફો અને જ્ઞાનીઓ જોયાં હશે. હું એક સૌંદર્ય-જીવી ફિલ્સૂફ છું !

કુંભારે એક સુંદર અને ઘટાદાર જળ-પાત્ર બનાવ્યું. લોકોએ તેને સૂરાનો જામ બનાવી દીધો, અથવા કુંભારે શરાબનો એક જામ તૈયાર કર્યો અને લોકોએ તેને જળ-પાત્ર સમજીને મસ્જિદની ભીંત પર મૂકી દીધો, તો શું એ સંજોગોમાં એ માટીની વાસ્તવિકતા બદલાઇ ગઇ ?

જામમાં ચાહે શરાબ ભરી દો, ચાહે સરિતાનું પવિત્ર પાણી, સ્ત્રીને વેશ્યા બનાવી દો અથવા ઘરની રાણી, જો ચાહે

૨૨૭૪૫

તે બનાવી દો ! પુરૂષોએ જેમ ઇચ્છયું, સ્ત્રીને તેવી જ બનાવી દીધી. પોતાની વાસનાની દાસી બનાવી દીધી, રૂપના બજારોમાં બેસાડી દીધી, બરબાદ કરી દીધી, હીરાની ચમક ખુંચવી લીધી અને જે રજકણો વધ્યાં તેને માટીમાં મેળવી દીધાં. મોતીનું પાણી પુરૂષો હરી લઈ ગયા અને શેષ જે કંઇ રહ્યું તેને હવામાં મેળવી દીધું......હવે રહ્યું શું છે કે તમે ઇશ્ક અને આશિકીની દાસ્તાન લઇને આવ્યા છો !

તમે મારી આ બેહુદી વાતોથી કંટાળી ગયા હશો. પરંતુ જે કંઇ કહું છું તેના મર્મોને ઉકેલી શકતા હો તો ઉકેલો.

આજની રાત ખાલી છે. મારી ખાસ ટેવ એ છે કે જ્યારે મારા સિવાય મારા શયનમાં કોઇ નથી હોતું, પ્રેમીઓના ઝુંડથી મુક્તિ મેળવું છું અને બિસ્તરમાં (જે મુજ કમબખ્તને ઘણું જ ઓછું ખાલી મળે છે) જઇને આરામ કરૂં છું, ત્યારે મારા પ્રેમીઓને તેમના આશિકીના બધાંય યંત્રો અને સાધનો સહિત વિસરી જાઉં છું, થોડી વારના માટે હું પંડેજ પ્રેમી બનું છું અને મારા આંતરિક અસ્તિત્વને મારી માશૂક બનાવું છું અને તેના મસ્તકને હું મારી જંઘાઓ ઉપર મૂકું છું ને કહું છું કે "લયલા ! અભાગી લયલા ! ! બદનસીબ લયલા ! ! ! શું આજે ફુરસદ છે ? રજા છે ? થાકી ગઇ છે ? કંઇ શોધી રહી છે ? કોઇ યાદ આવે છે ? આજની રાત ખાલી છે, જા, સુઇ જા ! કાલે ફરી દૂકાન માંડવી પડશે, ખરીદનાર આવશે, સોદો ચૂકવવામાં આવશે, કિસ્મતના હાથ તળે, જા સુઈ જા ! "

# પત્ર પાંચમો

# [ ૫ ]

આભારી છું કે તમે તમારી વ્યાકુળતા અને અસંતોષની લગામ ખેંચી રાખવાનો વાયદો કરો છો! હું સાંજે આવીશ. જે બુદ્ધિમાન હોય છે તે વર્ષાઋતુની ઋતુમાં એકના બદલે બે છત્રીઓ રાખે છે. એક ગુમાઇ જાય અને આવશ્યકતા ઉભી થાય તો બીજી છત્રી કામ લાગે. અક્કલવાન પુરૂષ પણ કેવળ એક જ સ્ત્રીને પોતાના શયનમંદિરનું રમકડું બનાવતો નથી. કેટલીય સ્ત્રીઓ રાખે છે, કે જેથી તેની રાત્રિઓ એળે ન જાય!

જ્યારે મને તમારી કને આવવાની ફુરસદ નથી હોતી, ત્યારે તમે આખી રાત એકલા પડયા રહીને બળ્યા કરો છો, ભૂંજાયા કરો છો. જો ઉપર મુજબની બીજી વ્યવસ્થા પણ રાખો, તો તમારી રાત્રિ મારા કારણે કેમ નકામી જાય વારૂં! એક પર જ સંતુષ્ટ ન રહો. તમારી વાસનાના તીરકામઠામાં એકથી અનેક તીર રહેવા જોઈએ!

મને જુઓ કે હું એક રંગીન પતંગીયાની માફક દરેક બગીચામાં જાઉં છું અને પ્રત્યેક પુષ્પ સાથે બબ્બે વાતો કરૂં છું. તમે ય મધમાખની પેઠે અનેક પુષ્પોની પાંખડીઓ

ઉપર થોડો થોડો સમય વ્યતીત કરો, તે એટલે લગી કે જીવનની સવાર સાંજ થઇ જાય!

તમે ક્યાં મારી ફિલસૂફીની ગુંચવણોમાં ફસાઇને રહી ગયા? એ ફિલસૂફી ઘણી શુષ્ક તેમજ કટુ છે!

મને જુઓ કે હું જલ્લદ શરાબથી ભરેલો એક શીશો છું, મારો નશો પ્રબળ છે ખરો, પરંતુ અખંડ કે સ્થાયી નથી. હું એકલી અનેક પ્યાલીઓ ભરૂં છું અને અનેક જણને તૃપ્ત કરૂં છું. તમે ય એક છલકાઇ જતા સાગર બનીને મહેફિલોમાં નૃત્યો કરો, અને પછી આ શરાબ–પીઠા પ્રતિ મુખ પણ ન કરો!......

કોઈ યુગમાં (અને કદાચ હવે તે યુગ નહીં આવે!) જ્યારે હું લયલા–મજનૂં અને શીરીં–ફરહાદના કિસ્સાઓ વાંચ્યા કરતી હતી, ત્યારે નિર્ભાગી દુનિયામાં કેવાં કેવાં સ્વપ્નાં જોતી હતી! પરંતુ માલમ પડયું કે જિંદગીની ઝંઝટોમાં એટલી વિસ્તૃતતા અને અવકાશ નથી રહ્યાં, કે મનુષ્ય વિચાર–સરણીની સોગટા–બાજીમાં પોતાનો સમય ગુજારે.

જ્યારે જીવનનું અસ્તિત્વ ખોરાકના થોડાક કોળીયા પર હોય અને આત્માનો સંબંધ જઠરના સૌજન્ય ઉપર અવલંબિત હોય, જ્યારે ઇચ્છા–શકિત પેટના સારૂં ખાવાનું માંગે અને શરીરના શણગાર સામગ્રીઓ માગે, ત્યારે તો ફરી એટલી ફુરસદ ક્યાં છે કે:

**બયઠે રહેં તસવ્વુરે જાના કીયા હુયે!**

જીવનની ઘૃણાઓ તમને લાચાર કરતી ન હોય, શરીર અને પ્રાણની સાંત્વના સંપાદન હોય, રોટીની ચિન્તાથી મુક્ત હો, તો કોઇ એવું કામ નથી કે જેને નિત્ય પૂરૂં કરવાનું જીવનની જરૂરતોને પોષવા માટે આવશ્યક હોય. સવારથી સાંજ લગી

સમય આપણો છે અને નિરૂપયોગી છે, લયલા–મજનૂંની વાર્તાના સ્વપ્નાં જોયા કરો.

પાચન–શક્તિ બરાબર હોય, જઠર મજબુત હોય, તંદુરસ્તી અચ્છી હોય, લોહી પુરતા પ્રમાણમાં હોય તો ફરી એ સ્વપ્નાં ઘણાં જ હૃદયગમ છે; પરંતુ મારા જેવી દશા હોય તો……હું એમ કહું કે મને એક ધંધાએ કરી લીધી છે.

ભલા, હું વ્યર્થમાં મારો સમય વ્યતીત શા માટે કરૂં? ફરી કહું છું કે જો તમે સ્ત્રી અને તેના બાહ્ય રૂપનો રસાસ્વાદ મેળવવા માંગો છો…(જેવી રીતે શિકારી માત્ર હરણને ગોળી એટલા માટે મારે છે કે તેના અવયવો પોતાની હેવાની શક્તિની મસ્તીનું દશ્ય જુએ અને તેના આત્મા પ્રફુલ્લિત થાય)…તો આ બગીચામાં સંકોચ વિના ભમજો…પુષ્પો ઘણાં છે!

હું જાણું છું કે તમે કહેતા હશો કે આ સ્ત્રી કેટલી વિવેકહીન અને નિર્લજ્જ છે? જનાબ મજનૂં! તમારી લયલા ન તો વિવેકવિહોણી છે ન તો [illegible]હીન છે. તે આ ફરેબી દુનિયાની એક પેટભરૂ [illegible]!

તે જો શરમ અને વિવેકના વર્તુળો પર વિચાર કરવા લાગે તો ખાય ક્યાંથી? સંજીવન કેવી રીતે રહી શકે? તમારા વિનય–શિક્ષણમાંથી તે જો બોધ ગ્રહણ કરવા લાગે તો ફરી દુનિયાદારો ન તો તેને મરવા દેશે, ન તો જીવવા દેશે. એટલું તો ચોક્કસ છે કે હવે તે પોતાની ગુનાહની દુનિયામાં કોઈ ટીકાકાર કે સમાલોચકની પરવાહ નથી કરતી!

તમે તમારા ઈશ્ક અને આશિકીની સાથોસાથ જે આત્મ–સુધારણા અને નીતિ તથા વિનયનો ઝંડો ઉંચો કરી રહ્યા છો

અને પાખંડી સુફીની મફક અધ્યાત્મવાદની જૂદી જૂદી ખળીઓમાં કરોળીયાની જેમ જાળાંઓ તૈયાર કરી રહ્યા છો, તે એક મુર્ખાઇભરી અને નિરર્થક જંજાળ છે, જે મારી દષ્ટિમાં કેવળ હાસ્યપાત્ર છે !

તમે જાણે મારા—તમારા સંબંધોને એક આકાશી કૃપા સમજી રહ્યા છો અને હું ?...હું એના સિવાય કંઇજ સમજતી નથી, કે મારી દુકાનના ગ્રાહકો પૈકીના તમે પણ એક ગ્રાહક છો !

તમારા બાહુપાશમાં મારા જેવી સ્ત્રી પોતાના નાઝ અને ફરેબના લાખો દશ્ય દેખાડી શકત; પરંતુ તમે જો ઇચ્છો કે પાણીની માછલી સુકી જમીન પર દોડયા કરે અથવા જંગલમાં વસતું હરણ પાણીમાં પોતાનું રહેઠાણ બનાવે, અગર સિંહ પોતાની બોડ વૃક્ષો ઉપર બનાવે, તો તે ભૂલ તમારી છે. માછલી માછલી, હરણ હરણ અને સિંહ સિંહ જ રહેશે !

તમે સુરાલયમાં જઇને નમાઝના વુઝું માટે પાણી માંગો અથવા મસ્જિદમાં બેસી મદ્યની સુરાહી ગજવામાંથી કાઢો તો દુનિયા શું કહેશે ? તમારી કલ્પનાની ગતિ કેટલી ઉલ્ટી ચાલે છે !

## પત્ર છઠ્ઠો

## [ ૬ ]

મારા મહેરબાન! તમે પૂછો છો કે રાતે તમારા બાહુપાશમાં હું શા માટે રડી રહી હતી? તમે મારા રડવા પર એટલા આશ્ચર્યચકિત લાગો છો કે જાણે તમારી માન્યતામાં મારાં લોચનોમાં અશ્રુ જ પેદા થતાં નથી!

કોઇ નાદાન મહેફિલમાં એક સિતાર ઉઠાવીને વગાડવા ચાહે છે પણ વગાડતા આવડતું નથી, પછી જ્યારે તેના તારોમાંથી કોઈક તારને તે અજ્ઞાનની આંગળી અડે છે, ત્યારે તે વિચારે છે કે આ તારથી આ સ્વર કેવી રીતે ઉત્પન્ન થયો? તે સ્વર કેમ ન ઉદ્દ્ભવ્યો, જે તેની માન્યતા મુજબ ઉત્પન્ન થવો જોઇતો હતો? તે નથી જાણતો કે સંગીત-શાસ્ત્ર શું છે? તે વારંવાર સિતાર પર હાથ મારે છે અને ફરી ફરિયાદ કરે છે કે તેમાંથી સ્વર નથી નીકળતા અને કેવળ ધ્વનિ પેદા થાય છે. પરંતુ એ નાદાન ન તો તારોથી જ્ઞાત છે, ન તો તેના શાસ્ત્રથી પરિચિત છે. નથી જાણતો કે કયા તાર હીલાવે છે અને તેમાંથી કેવો સ્વર નીકળશે?

તમને શી ખબર કે મારા અમોલ વાદ્યમાં કેટલા તાર છે?

જ્યારે કોઈ નાદાનની થાપટ તેમાંના કોઈકને અડી જાય છે, ત્યારે સંગીતની એક પ્રબળ લહેર વાતાવરણમાં ગૂંજે છે, અને તે નાદાન નથી જાણતો......નથી જાણી શકતો, કે આ વાદ્ય-નાદ ક્યાંથી આવ્યો ? તમે શું જાણો...તમે શું જાણી શકો છો કે સ્ત્રીના આંસુમાં પણ સંગીતની એક દુનિયા મોજૂદ છે. હાય ! તમે મારી આંખોની લાલ રેખાઓને જોઈને મસ્ત બની જાવ છો, મારાં આંસુઓના સંગીતને ક્યાંથી પામી શકો......એ મારો મર્મ છે !

નારી, જીવનના સંગીત અને કાવ્યથી ઓતપ્રોત છે. તમને આ વાતની ખબર છે ભલા ? મારા મિત્ર ! એક અજ્ઞાન પરિ-ચારક નથી જાણતો કે જખ્મીના શરીર પર ચાદરની ઓથમાં કેટલા ઘા છૂપાયલા છે અને ક્યાં ક્યાં છે અને તે અજ્ઞાન જ્યાં ચાહે છે ત્યાં હાથ અડાડી દે છે અને જ્યારે વેદના થવાથી દર્દી ચિત્કારી ઉઠે છે ત્યારે તેને નવાઈ લાગે છે કે તે કેમ ચિત્કારી ઉઠયો ? તેમજ તમે મારા જખ્મોને ક્યાં ક્યાં હસ્ત અડાડી દો છો અને નથી જાણતા કે શું કરી રહ્યા છો, પછી જો હું વેદના અને દુ:ખથી વ્યાકૂળ થઈ જાઉં છું તો પ્રશ્ન કરો છો કે " તમે રડયા કેમ ? "

તમને ખબર નથી કે તમે મારા ખંડિત વાદ્યના તારો જોડે રમો છો. તમારી જ જેમ ઘણા પુરૂષો પણ તેની જોડે રમે છે. રમતાં રમતાં કેટલાય તારોને તોડી નાંખે છે, અને તે કારણે તે પૈકીના અનેક તારોનું સંગીત નિત્યને માટે અલોપ થઈ જાય છે. કદાચ હજી પણ કો'ક તાર આખો બાકી રહી ગયો હોય ખરો, પણ તેની તપાસ કરો મા. કદાચ તમારી જ્ઞાન-વિહોણી અંગુલિઓ તેનાથી ય રમવા ઇચ્છે !

વાહ રે, મારા રડવાનાં કેવાં કેવાં આશ્ચર્યકારક કારણો

તમારા દિમાગમાં આવ્યાં? તમે કહો છો: "શું આર્થિક મુશ્કેલીઓ સતાવી રહી છે?" "શું કોઈ પ્રેમી યાદ આવ્યો?" "શું કોઇથી કંઈ તકલીફ પહોંચી છે?" મારા સૌંદર્ય-પૂજક મિત્ર! મારા અશ્રુઓને પણ તમે રૂપનો એક અભિનય સમજો અને તે દેવ-જે તમારા અંદર છે અને જે પ્રત્યેક પુરૂષની અંદર હોય છે-તેને એવું સમજાવી દ્યો કે નારીનાં આંસુઓ પણ પુરૂષના માટે એક નશો રાખે છે. સ્ત્રીએ કદિ કદિ રડવું પણ જોઇએ, કેમકે આંસુઓની ઝડી સૌંદર્યમાં એક વધુ ઝલક પેદા કરે છે.

પુરૂષ હંમેશાં સ્ત્રી કને એક નવો અભિનય માંગે છે. તે સ્ત્રીના નિત્યના હાસ્યથી પણ ધરાઇ જાય છે, અને તેના રૂદનથી પણ અકળાઇ જાય છે. તે કૃત્રિમતા પણ ઇચ્છે છે. તેના હેવાનિ-યતના નશાને કેવળ 'ભોગ'નીજ જરૂરત રહે છે. તેનો દેવ, સ્ત્રીના રક્તથી ભરેલા સાગરને હંમેશાં પોતાના હસ્તમાં જોવા ચાહે છે, જેથી તેનો નશો કાયમ રહે......ઓ નાદાન! તારા આ નશાની અંતિમ પળો કેટલે દરજ્જે વિષમ હોય છે?

## પત્ર સાતમો

## [ ૭ ]

તમે શા માટે તમારા આત્માને છેતરી રહ્યા છો? તમારૂં દિલ નિરંકુશ જઇ રહ્યું છે! તમારી આશિકીનો દાવો સકળ વાતાવરણમાં એવી રીતે ગૂંજન કરે છે કે જાણે તમારા પ્રેમ અને મારા સૌંદર્ય સિવાય આ વિશ્વમાં કંઇએ નથી! આ બે ચીજોજ સૃષ્ટિનું સત્ત્વ છે શું?

તમે માનતા લાગો છો કે તમે કદાચ પહેલાપુરૂષ છો, જે મારી જોડે પ્રેમમાં સપડાયા, જેણે સહુથી પ્રથમ મારા રૂપના ઉંબરા પર મસ્તક નમાવ્યું! હું તમને કદિક કહીશ કે મારા કેવા કેવા જાન્નિસાર આશિકો મારે ત્યાં નિત્ય પધારે છે, જે ઇશ્કની શરતમાં તમારા કરતાં કોસોના કોસો આગળ જઇ રહ્યા છે! એ નામાવલિમાં એક નામ તમારૂં પણ છે, જે લખી લેવામાં આવ્યું છે! બીજું શું ચાહો છો?

કબુલ કે તમે સાચા પ્રેમી છો; પણ ખુદાના માટે આ શો બળાત્કાર છે કે માશૂક પણ બનવા માંગો છો? કોઇ ચાહનાર જીભે તો ન કહે, પરંતુ બધા એ જ ઇચ્છે છે કે જેવી રીતે તે પ્રિયાને ચાહે છે, તેવી રીતે પ્રિયા પણ તેને ચાહવા લાગે! આમ શા માટે?

પ્રિયાએ ક્યારે તમને વિનંતિ કરી હતી કે તમે પધારો અને મને ચાહવી શરૂ કરો. જો તમે મને ચાહવાને લાચાર છો તો બિસ્મિલ્લાહ! ચાહો, દિલ ભરીને ચાહો! પરંતુ એ કેવો તર્ક છે કે તમે ઇશ્કમાં સપડાયા છો. એટલા કારણસરજ તમારી પ્રિયા પણ તમારા ઉપર પોતાનો પ્રાણ ન્યોચ્છાવર કરવા લાગે!

સાંભળો, વ્હાલા મિત્ર! તમારી સરલતા મને પ્રિય છે. મુહબ્બત જીવનનો એક કેફ છે-વર્ણવી ન શકાય એવો. જો તમને નસીબ થાય તો તમારો આ અખતરો અભિનંદનીય છે, પરંતુ મારાથી ફરમાશુ પ્રેમની આશા શા માટે રાખો છો?

જાણે તમે મને ફરમાશ કરી કે મને ચાહો અને મેં તેજ ઘડીથી તમને ચાહવા શરૂ કરી દીધા! બન્ને બાજુથી પ્રેમ શરૂ થઇ ગયો, કેવું સરસ!

ભઠીયારાની દુકાન પર તમે ખાવા ગયા અને તેને કહ્યું કે તું પણ ખા. હવે જો તે સવારથી સાંજ લગી પ્રત્યેક ગ્રાહકની જોડે ખાવા બેસી જાય તો ભારે બદહજમી વિના બીજું શું પરિણામ આવે? તેની દૂકાનનો પ્રત્યેક ગ્રાહક પોતાનું પેટ ભરીને પોતાના માર્ગે જશે, પરંતુ ભઠીયારો જઠરની અશક્તિના રોગમાં સપડાઇ જીવનભર એરંડીયું રગડયા કરશે!

આજ લગી હું એ સમજી શકી નથી કે તમને ફરિયાદનું શું કારણ છે? શું હું તમરી કને આવું છું તો કલાકો પર્યંત તમારા બાહુપાશમાં નથી રહેતી વારૂં? તમે મને પ્યાર કરો છો તો હું તમને પ્યાર નથી કરતી? તમે તમારા દિલની વાતો કહો છો તો શું હું લક્ષપૂર્વક નથી સાંભળતી?

મોટી વિટમ્બણા એ છે કે તમે ત્રાંબાને શુદ્ધ પૈસો સમજી

રહ્યા છો. તમને જણાવું છું કે હું તે નથી, જે તમે સમજો છો અને તમે વિશ્વાસ નથી કરતા. મારા પાપી જીવનને તમારી સમક્ષ નગ્ન સ્વરૂપે રજૂ કરૂં છું અને તમે આંખો બીડી લ્યો છો મારા અસ્તિત્વનાં નાપાક ધાબાંઓને દેખાડું છું અને તમે જોતા નથી, પછી તમે તમારી વ્યાકુળતાથી મને પરેશાન કરો છો!

દુનિયા ક્રુર અને નિર્દય પશુઓથી ભરેલી છે. તેનું સઘળુંય પાશવી અસ્તિત્વ બિચારી સ્ત્રીનું ગળું દબાવવા માટે હંમેશા કટિબદ્ધ રહે છે. અમારી...અમારી સ્ત્રીઓની જિંદગીને, અમે વિશ્વમાં તમારા આરામને માટે મોકલવામાં આવેલ છીએ એમ માનીને તમે પુરૂષોએ, કટુ કરી દીધી, બરબાદ કરી નાંખી.

વિશ્વની લાખો કરોડો નારીઓ, જેમને ઈશ્વરે ઘરોની રોનક, હૃદયોનું ચેન, વિહ્વળ દશાના માણસો માટે રાહત અને દુનિયાના થાકેલા યાત્રાળુઓનો સથ્વારો બનાવ્યો હતો, તેમને જીવનના નર્કાગારમાં ફેંકનારા તમે છો! બતાવો તો સહી, સ્ત્રીની પ્રકૃતિ ગુનાહનો તકાદો કરે છે? સ્ત્રીની પ્રકૃતિ તો પાપના પ્રતિ પ્રથમ કદિ કદમ જ ઉપાડતી નથી. પરંતુ એક નરપશુની ભાંતિ પુરૂષની વિષય વાસના જ હંમેશા નારીની તહેનાતમાં રહે છે, અને જ્યારે નિર્દોષ હરિણીઓ બેખબર હોય છે, ત્યારે વાસનાનો કીડો પુરૂષ તેમના ઉપર તૂટી પડે છે, પછી તે ફાખ્તા (એક પક્ષીનું નામ)ની ભાંતિ પોતાના જખ્મોને સંતાડવા ઇચ્છે છે. નહીં સંતાડે તો ફજેત થાય છે અને ધીમે ધીમે તે આ અધમ જીવનથી ટેવાઇ જાય છે...

હું એવીજ દુનિયામાં છું, જ્યાં એવી ઘવાયેલી નારીઓ ઘણી છે... અનેક છે! તમે તે વિશ્વમાં છો, જ્યાં એવા નરપશુઓ અને સમાજના ડાકુઓ અનેક છે... અસંખ્ય છે!

તમારા આત્માને પૂછી શકતા ન હો તો અમને પૂછો કે તમે નરપશુઓ શું કરો છો? તમારી વાસનાના ક્રુર હુમલાના અમે સજીવન ભોગો છીએ, અવશેષો છીએ. સ્ત્રીની પ્રકૃતિ નિર્દોષ છે, પુરૂષની પ્રકૃતિ પાપોથી ભરપૂર છે. હું તમને પૂછું છું કે જ્યારે તમે તમારા બાહુપાશમાં મને જુઓ છો ત્યારે તમે તમારી વાસના તૃપ્ત કરવા સિવાય કદિ મારા સ્ત્રીત્વના અસ્તિત્વની વાસ્તવિકતાનોય વિચાર કરો છો? કદિ તમને એવો પણ વિચાર સ્ફૂરે છે ખરો કે આ રમકડું, જેનાથી તમારી દોલત રમી રહી છે—રમકડું નથી, પણ જિંદગીની એક નમૂનેદાર સુવર્ણ-મુદ્રા છે? જો તમે એ રમકડાને ભાંગી નાંખો, જો તમારી પાશવતા તેની સ્વાધીનતાને ખુંચવી લ્યે, તો તેમાં તે ગરીબ રમકડાનો શો વાંક? શા માટે તેનાપર ખડા થાવ છો? તેને શા માટે મેણાં મારો છો?

કેટલી સ્ત્રીઓ છે જે સ્વયં પોતાની મેળે જ પ્રથમ વાર પુરૂષના પ્રતિ આકર્ષાઈ હોય? જેમણે પોતાની મેળે જ પોતાના ભુજપાશ પુરૂષના માટે પહોળા કર્યા હોય? જાણતા તો હશો જ કે વેશ્યાના પેટે જન્મેલી અને વેશ્યાના ઘેરે ઉછરેલી કુમારિકા, જે ગુનહની ચાર ભીંતો વચ્ચે ઉછરી હોય તે કમભાગી પણ, તે બેશરમ પણ તમને કદિ પોતાની કને નથી બોલાવતી કે આવો અને મારી પ્રકૃતિનું ગળું દબાવી દ્યો!

તમે પોતે તેના શરીરનું મૂલ્ય નક્કી કર્યું, તમારી વાસનાએ તેનું નિરીક્ષણ કર્યું, તમે તેના આત્માને તમારો શક્તિ અને તમારા સોના-ચાંદીના ટુકડાઓથી ગુંગળાવી દીધો, કચડી નાખ્યો!

જ્યારે તમે મારા પ્રતિ તમારો હસ્ત લંબાવો છો ત્યારે

તમારી વાસનાને એમ શા માટે પૂછતા નથી કે આ નારી, જે પોતાના નારીત્વનું શ્રેષ્ઠ સત્વ ભેટ કરી રહી છે તે કે કોઇ ઘરનો પ્રકાશ હોત અને મનુષ્યના એક વંશને પોતાની ગોદમાં ઉછેરતી હોત ! આજ રાત્રે તે તમારા બિસ્તરનો આરામ છે અને કાલે સવારે તમે તેની બારી પ્રતિ જોવાનું પસંદ ન કરશો !.........

હકીકત એ છે કે પુરૂષ પોતાના આત્માને ઘણો જ છેતરવા ચાહે છે, તે પોતાની અપરાધી વાસનાઓના ગંદા ચહેરાઓને ખુશનુમા રંગ–રોગાનથી છુપાવી લે છે, પોતાની પાગલતાને પ્રેમ કહે છે, તે પ્રેમના સોગંદો ખાય છે, અને પોતાના દિલ અને દિમાગને બળાત્કારે એક જલ્લદ શરાબ પીવાડીને બેહોશ કરી લે છે.

બીજાને તે કહે છેઃ જુઓ ! હું પ્રેમમાં, સપડાઇ ગયો છું. હું સૌંદર્યનો અંશ છું, હું દુઃખી છું અને હું......પવિત્ર છું! પરંતુ પ્રેમના એ બધાય દાવાઓ ઉન્માદ અને ગાંડપણના એક પ્રદર્શન સમાન હોય છે, જે તમે અમને બતાવો છો......અમે તમારી સતામણીઓથી બચી શકતાં નથી. તમારી વિલાસ–પ્રિય જિંદગીની એક ક્ષણનો વ્યય કરીને મારી આ વિનવણી પર વિચાર કરજો !

તમે મને ફરમાશ કરો છો કે તમારી આત્મકથા સંભળાવો સંભળાવો. એ કહાણી તમારા માટે રસ હીન હશે, તમારા એશને ખરાબ કરશે. મારી હજારો–લાખો બદનસીબ બ્હેનોની માફક.

**મંય હું અપની શિકસ્તકી આવાઝ !**

હજી તમને તમારી ઇશ્ક–ગાથા સંભળાવવાથી ક્યારે નવરાશ છે કે તમે મારી કહાણી સાંભળી શકો ? હું જિંદગીની એક બગાડી દીધેલી તસ્વીર છું, જેના અવલોકન માટે તમે કયાંકથી દિવ્ય લોચન લાવો !

## પત્ર આઠમો

## [ ૮ ]

આ તો નવો રંગ છે! આધેથી મને મેણાં આપી રહ્યા છો. આ લયલાને કોઈ મજનું મળી આવ્યો તો બજારથી તોલા બે તોલા અક્કલ તમારા માટે ખરીદાવીશ. સાચું કહેજો, તમારી દૃષ્ટિમાં મારા એશ અને રાહતનો અર્થ શું છે? તમે વિના વિચાર્યે કેવું અસત્ય કહ્યું કે:

**બઝેરે શાખે ગુલ અફઈ ગઝીદાહ બુલબુલ રા**
**નવા ગિરાં ન ખુર્દાહ ગઝન્દ રા ચે ખબર!**

(ભાવાર્થ: પુષ્પની ડાળીના હેઠળ બુલબુલને સર્પ કરડયો, પરંતુ જેને સર્પ કરડયો જ ન હોય તેને તેના દંશની વેદનાની શી ખબર?)

**બતાએ તૂ બ લકાએ તૂ!**

કિંવા તમે અર્પણ કરેલું તમે જ અવલોકો. હું વિનવું છું કે તમારા યોજેલા શબ્દ-કોશમાં "અફયી" (ઝેરી સર્પ) કોનું નામ છે? તમે જાણતા ન હો તો હું બતાવું. એક સર્પ મારી કને પણ છે, એક સર્પ મારી પ્રાણ-નસ જોડે

પણ વિંટળાયેલો છે. પરંતુ તફાવત એ છે કે તમારો સર્પ તમારી કંજુસ વાસના છે, જે તમને ખાઇ જાય છે અને મારો સર્પ મારી કને બન્ને ટંક ખાવાનું માગે છે!

તમે મને "ન ખુર્દાહુ ગઝન્દ" કહો છો? શરમ નથી આવતી શું? તમે જાણતા હોત તો સારૂં થાત કે મારો સર્પ તારા સર્પથી ઘણો વધારે ઝેરીલો છે. હું ઇચ્છત તો "બઝેરે શાખે ગુલ અફ્યી ગઝીદાહુ"નો ઉત્તર આપત, કે:

તૂ અય કબુતર બામે હરમ ચે મી દાની,
તપીદને દિલે મુર્ગાં રિશ્તા બર પા રા!

(ભાવાર્થ: અયી કબુતર! તું (માશૂકના) હરમની અટારીની વાત શું જાણે? એ અટારી હેઠળથી પસાર થયા પછી જ ત્યાંની ઉષ્ણતાથી તું પરિચિત થઇ શકે છે.)

પરંતુ તમને શું કહું? તમે તમારી કાવ્ય-પંક્તિને ન સમજી શકયા છો, ન તો સમજી શકો છો! તમારી આ અવળી બુદ્ધિ અને અજ્ઞાન મને હસાવે પણ છે અને રડાવે પણ છે...તમે હુશીયાર, સમજદાર ને વળી સુશિક્ષિત નવયુવક કહેવાવ છો, છતાં એક બાળકથી વધારે બુદ્ધિ નથી ધરાવતા!

મારી વય હજી પચીસ વર્ષની નથી, પરંતુ હું યૌવનની બધીય બખ્શિશોથી વંચિત થઇ ચૂકી છું! લોકો બાહ્ય રીતે મારૂં યૌવન-સૌંદર્ય જુએ છે; પણ હું મારામાં યુવાનીનો એક અંશ પણ જોતી નથી.

આ મુલાયમ, સૌંદર્યવંતી અને ગુલાબી ચામડીના તળે જાણે એક પાનખર ઋતુ જોઇ ચૂકેલું વૃદ્ધ શરીર છે,

જેની બદસુરતી પર પ્રકટ ચામડીએ પરદો નાંખી દીધેલો છે...

તમે બાવીસ વર્ષના નાના બાળક (!) ન હોત અને હું પચીસ વર્ષની વૃદ્ધા (!) ન હોત તો કેવું સારૂં હતું ?

જો તમે અને હું અરસપરસ આપણી જગ્યા ફેરબદલી કરી શકીએ તો...? આવો, ચંદ રોજના માટે સ્થળાન્તર કરી લઇએ, તમે મારી જગ્યાએ આવીને બેસી જાવ અને હું તમારી જગ્યાએ......પછી જુઓ...બધી જુવાની ભૂલી જશો !

એ પણ તમારી બાળ-સરલતાનો એક નમુનો છે કે કંઇ થઇ ન શક્યું તો મને મેણા મારવા લાગ્યા ! તમે સ્ત્રીની જીવન-કિતાબનો એક શબ્દ વટિક વાંચ્યો નથી. લ્યો, આવો, આજે મારી જિંદગીનો એક તમાશો જોઈ લો. મારી કોઇક રાત અગર કોઇક દિવસના થોડાક કલાકોને, તમારા ઇશ્ક અને આશિકીના બધા સમયના બદલામાં બદલી લો. તમારી ઉમરભરની તકલીફોને મને આપો અને મારા માનસિક દુ:ખોની કેટલીક પળોને મારી કનેથી લઇ લો. પછી જુઓ કે કોનો સર્પ વધારે ઝેરીલો છે, કોના ઘા વધારે ઉંડા છે અને કોનો નાસૂર વધારે પુરાણો છે!

તમને મારા જીવનનો, નિત્ય વ્યવહારમાં આવનાર માત્ર એક બનાવ સંભળાવું છું અને ફરી તમને સવાલ કરૂં છું કે શું તમે ય કદિ તમારા દિલ, દિમાગ અને તમારા બધાય માનસિક અસ્તિત્વને એવી રીતે ખાકમાં મેળવી શકો છો ?

મારા જીવનની હજારો રાત્રિઓની પેઠે ગત રાત્રિ પણ એક રાત્રિ હતી, જ્યારે હું મારા શરીરને એક અજાણ્યાના ભૂજપાશમાં જોતી હતી, કેવળ એ માટે કે તેણે મારા રૂપવંત શરીરની પૂરી કિમત અદા કરી હતી !

રાત્રે તે મારાથી કેવા કેવા પ્રકારે પોતાની મુહબ્બતને પ્રકટ કરતો હતો અને હું તેનાથી? હું વેંતમાં જ હતી, કે તે અજાણ્યો દરેક રીતે સપડાઇ જાય અને તે ઇચ્છતો હતો કે મારા શરીરની બધીય કોમળતા અને સજાવટને તે પોતાની ક્ષણિક વાસના પર કુરબાન કરી નાખે. હું જાણુતી હતી કે કદાચ સવાર થયા પછી હું અને તે કદિ એક સ્થળે ન જ હોઇશું, પરંતુ રાત્રિના થોડાક કલાકોનું મૂલ્ય ખરે જ તેણે ચૂકવ્યું હતું, અને તે કલાકો તો મારે તેના બાહુપાશમાં હસી હસીને વ્યતીત કર્યે જ છૂટકો હતો.

તમે વિશ્વાસ નહીં કરો, પણ હું તેની વાતો પર ખડખડાટ હસી રહી હતી. મારા હાસ્યથી આખો ય ઓરડો ગૂંજી રહ્યો હતો. તે પોતાની અશ્લિલ અને ધૃણાપ્રદ મશ્કરીઓ તથા બેહુદા શબ્દપ્રયોગો દ્વારા પોતાની નિરંકુશતા અને એશપરસ્તીને પ્રગટ કરતો હતો અને હું તેના તિરસ્કારજન્ય અને અશ્લિલ ફકરાઓને ખંડણી આપીને, જાણે તેને ખુશ કરવાની કોશિશ કરી રહી હતી!

રાત્રીના આ પ્રવાસમાં પ્રત્યેક મન્ઝિલમાં મારો કદમ તેની જોડાજોડ જ ઉપડતો હતો!!... ..

પછી સવારે હું ઘેર આવી. થાકેલી–પાકેલી, નૂરહીન આંખો, બેસી ગયેલું દિલ અને પરેશાન દિમાગ સહિત. થોડોક નિદ્રા લેવાનો મારો ઇરાદો હતો. નિદ્રાવશ થવાનો એટલા માટે ઇરાદો હતો કે ગત રાત્રિના ગુનાહના હંગામાને વિસરી જાઉં અને આવતી રાત્રિને માટે તાજી થઇ જાઉં. પણ હજી પથારી પર જવાનો વિચાર જ કરી રહી હતી, રાત્રીનાં ચીમળાઇ ગયેલા ફૂલ હજી મારા ગળામાં જ હતાં, ત્યાં કોઈનો પગરવ સાંભળી સતેજ થઈ બેઠી.

એ આવનાર મારા એક ચાહનાર હતા.....પોતાના પ્રેમની એક લાંબી દાસ્તાન લઈને આવ્યા. નિત્ય આવી જ રીતે આવે છે. બેઠા, રડયા, મારા હાથને પોતાના હાથમાં લઈને પંપાળતા રહ્યા......જાણે પોતાના ઇશ્કની વિજળીને મારા શરીરમાં દાખલ કરી રહ્યા હોય ને તેમ!......પછી તેમનો હાથ મારી કમર સુધી પહોંચ્યો. તેમનું મસ્તક મારા મસ્તકને અડી ગયું, તેમનો ઉન્હો અને દુર્ગંધ મારનો શ્વાસ—જેમાં પાયેરીઆની ગંધ અને તંબાકુની સૌરભ પણ શામિલ હતી—મારા રૂખ્સારો સાથે ઉષ્ણ વાયુની માફક અથડાયો. અંતે અનેક પ્રેમયુક્ત વર્તો પછી તેમના આવવાનો આશય જીભે આવ્યો. આશય હતો એજ કે "આજે રાત્રે તશરીફ લાવજો." મારા તરફથી પણ તે બદલ હકાર પ્રગટ કરવામાં કશી આનાકાની ન થઈ.

એવા પ્રસંગે એ હું હંમેશા મારા અસલ ચહેરા પર જાણે એક વ્યાપારિક ચહેરો–સ્મિત કરતો, ચમકતો, બળવર્ધક–ચઢાવી લઉં છું. તે પણ એક નયનરંજક કીંમતી ભેટ મારા માટે લઈને આવ્યા હતા અને તે આપ્યા પછી "રાતે તશરીફ લાવજો." કહેવાની મતલબ એ જ હતી કે એ ભેટ રાત્રિનું મૂલ્ય હતી! ખુદા ખુદા કરીને તે તશરીફ લઇ ગયા અને મેં ઓસીકા પર માથું મૂક્યું. હજી આંખ પણ બીડાઇ ન હતી કે દાસી એક પત્ર લઇને આવી. એ પણ એક પ્રેમીનો સદેશો હતો. એવી વિનંતિ સહિતનો કે "આજે રાત્રે પધારજો!" લાચાર થઈ ઉઠી બેઠી. જવાબ લખ્યો :

**"મારા વ્હાલા! આજે પ્રકૃતિ અસ્વસ્થ છે. કાલે જરૂર આવીશ. તમારાથી જૂદા રહેવું મને ક્યારે સ્વીકાર્ય છે? આજની ગેરહાજરી માફ કરશો.**

**.........તમારી જાંનિસાર......વગેરે વગેરે"**

....સહસા આંખો બીડાઈ ગઇ. લગભગ અર્ધોક કલાક ઉંઘી હોઇશ કે પત્ર પાઠવનાર પ્રેમી, જેની હું હમણાં હમણાં જાંનિસાર વગેરે વગેરે હતી, વ્યાકુળ થઇને પોતે જ તશરિફ લઇ આવ્યા.

બિચારા વયે વૃદ્ધ છે. સઘળા ય વાળો ઉપર અચ્છી રીતે સફેદી છવાઇ ગયેલી છે. દાઢી પણ રાખે છે ખરા, પણ લાંબી નહીં. કેડમાં વિશેષતઃ દર્દ રહે છે. નિત્યના રોગિષ્ટ છે. એક આંખથી કંઇક ઓછું દેખાય છે. ગયા શિયાળામાં ડાબે પડખે લકવાની અસર થઇ ગઇ હતી. પણ શું કરે એ ખરાબ હાલત પર. મારા ઉપર મરે છે. તેમનાં ગજવાં તર છે, એ કારણે હું તેમના પ્રતિ આકર્ષિત છું!

હું શત્રુઓના નસીબે માંદી છું, એવો ઉત્તર જતાં, તેઓ દોડતા દોડતા, ગભરાયેલા અકળાયેલા આવ્યા. જ્યારે તેઓ આવી રીતે પધારે છે ત્યારે તેઓ પ્રથમ મારા વરંડાની બહાર થોભીને પોતાનો શ્વાસ દુરસ્ત કરી લે છે. ત્યાર બાદ ઓરડામાં કદમ ધરે છે.

હું આ તમાસો આડકતરી રીતે જોયા કરૂં છું. એમના પ્રેમનો સામાન્ય અભિનય એ છે કે મારી જોડેની મુલાકાતમાં એક વાર તો એ જરૂર રડે છે!

મારા ગળામાં બાંયો નાંખીને આમ વાત શરૂ કરે છેઃ "મારી પ્યારી! (**મારી** શબ્દ પર વધારે ભાર હોય છે) મારી પ્યારી! (કદી **પ્યા** પર દાબ અને કદી **રી** પર) પ્યા...પ્યા...પ્યા...રી" કહેતાં કહેતાં એકી વેળામાં ઢગલો થઇ જાય છે......થોડી વારના માટે... તે એટલે લગી કે તેમની દાઢી તેમના જિગરના એ ખૂનને મારા રૂખસાર સુધી પહોંચાડી દે છે!

જ્યારે તેઓ મુહબ્બતની આ ખંડણી આપી ચૂકે છે, ત્યારે પોતાના પ્રેમની એક લાખ વેળા કહી ચૂકેલી દાસ્તાન પુનઃ વિગતવાર ભાષ્ય અને ટીકાઓ સહિત સંભળાવે છે, અને તે દરમિયાન કોક કોક વાત અંગે મારાથીય ખંડણી મેળવવા ઇચ્છે છે!

"મારી વય જુઓ, અને તમારા ઇશ્કના આ સદમા.........પ્યારી ......વલ્લાહ કોઇ અન્ય હોત તો મરી જાત...પ્યારી." વારંવારના ઉપયોગથી "પ્યારી" શબ્દ તેમની વાતચીતમાં જાણે પ્રાસ સમાન થઇ પડયો છે. ત્રણ ચાર કલાક થયા વગર તો મારે ત્યાંથી ઉઠતા નથી, અને જ્યારે જવાને ઉઠે છે ત્યારે દરવાજા લગી જતાં જતાંમાં, મહાકવિ "દાગ"ની બેચાર કાવ્ય-પંક્તિઓ ય સંભળાવતા જાય છે!

હા, એ કહેવાનું હું વિસરી ગઇ કે કદિ કદિ જ્યારે હું તેમની કને હોઉં છું અને કોઇ ત્રીજી વ્યક્તિ હોતી નથી... સંપૂર્ણ એકાંત હોય છે... ત્યારે તેઓ ગાય પણ છે! શું સરસ ગાય છે!... તાત્પર્ય એ છે કે એમ સાંજ પડી ગઇ. ફરી દુકાનદારીનો સમય આવી ગયો!

તમે સાંભળ્યું? આ તેજ લયલા છે, જે કદિ કદિ તમારા સાન્નિધ્યમાં બેસી જિંદગીની ફિલ્સૂફી બ્યાન કર્યા કરે છે! એ તે સ્ત્રી છે, જે પોતાના ક્ષણભંગુર અસ્તિત્વના શ્રેષ્ઠ સત્વને પ્રત્યેક દિને અને પ્રત્યેક રાત્રિએ એવી રીતે વેચે છે, જેને તમે "નખુર્દા ગઝન્દ" કહો છો?

તમે આ સ્ત્રીના સ્મિતમાં તે દર્દની વેદનાને નથી જોતા,

જેણે તેના જીવનની :આખી ઇમારતને હચમચાવી દીધી છે? તમે આ જનાઝામાં–જે ઉપર કીનખાબ અને જરીની ચાદરો ઓઢાડી દેવામાં આવી છે–મોતની તસ્વીર જોઈ નથી શકતા?

તમે સમજો છો. કે આ રૂપવંત નારી હસે છે, તો શું સાચે-સાચું હસે છે? તમારા વિચારમાં તે "અફ્ચી" (સર્પ)ના ઝેરથી રક્ષિત છે? તેણે કદિ સર્પના શરીરને પોતાના ગળામાં વિંટાળેલુ નથી જોયું?

હાશ! તમે જાણ્યું હોત, કે તમારા સર્પનો ડંશ તે અભાગીના જખ્મોની સ્પર્ધામાં એક ફાંસની વેદનાથી વિશેષ નથી તો કેવું સારૂં હતું?

પરંતુ તમે કયારે જાણવાનો યત્ન કરો છો કે એક મુઠ્ઠી લોટના માટે એ જિંદગીનું જવહર (સત્વ) કેટલે દરજ્જે સોંઘુ વેચાઇ રહ્યું છે. આવો, એક દિવસ મારા જીવનની થોડીક ક્ષણો જોઇ તો લો!

તમે કવચિત કવચિત રડી દ્યો છો, અને માનો છો કે એ ઇશ્ક–પ્રેમ છે! પરંતુ હું હસું છું એ માટે કે હસવું મારો વ્યવસાય છે, અને રડી શકતી નથી એ માટે, કે આંસૂ ક્યાંથી લાવું? મારૂં હાસ્ય મારા વ્યાપારની મૂડી છે!

સાંભળી લો અને યાદ રાખો કે એક ઘરબારથી બરબાદ થયેલી સ્ત્રીને ચાહે તે કહો, પરંતુ મેંણા ન મારો...તમને એ કમભાગિનીની મુસીબતનો ખ્યાલ જ નથી!

## પત્ર નવમો

## [૯]

જિંદગીના આ હંગામા, માનવીનાં પાપ, તેની કમજોરીઓ અને જબરદસ્તીઓ, બળવાનનો પંજો અશક્ત પર, મોટી માછલીઓનું વકાસેલું મુખ નાની માછલીઓને ગળવા માટે, કીડીઓ પર હાથીના પગોનું ફના કરી દેનારૂં વજન, અહંકારી ઘોડેસ્વારનો તોફાની ઘોડો અને સડકપર ચાલનારા આંધળા-બ્હેરાં...શું એ બધું ઇશ્વરદત્ત ભાગ્ય છે? એ બધી પ્રકૃતિની વ્યવસ્થા છે?

આ માનવીઓ શું એટલા જ ખાતર ઉત્પન્ન કરવામાં આવ્યા છે કે એક બીજાનું માંસ અને ચામડું ફાડે અને ખાય? રોટલીના એક એક કટકા પર, ઘઉંના એક એક કણ ઉપર રૂધિરની નદીઓ વહાવી દે? શું સમગ્ર સૃષ્ટિ માનવરૂપી નરપશુઓથી એટલા માટે પરિપૂર્ણ કરી દેવામાં આવી છે, કે તે ખુદાઇ જમીન ઉપર કોઈ એકાદ ઘરમાંય સંપ અને જંપને બાકી રહેવા ન દે?...

પરંતુ તમે જીવનના આ પ્રસંગોના અભ્યાસ પાછળ શા માટે તમારો સમય નષ્ઠ કરો ભલા, તમને એટલો અવકાશ ક્યાં? તમે તો મારા ઇશ્કમાં સપડાયેલા છો!

પુરૂષ જ્યારે સ્ત્રી સાથે પ્રેમ કરે છે, સ્ત્રી પર મરે છે, ત્યારે તેનો એક માત્ર આશય એ હોય છે કે " આ સ્ત્રી સ્વરૂપવાન છે, એ મારો શિકાર છે, એ મારા વિલાસની સામગ્રી છે, ભેટ છે ! "

પુરૂષે પોતાની ભોગવૃત્તિ અને વાસનાનું નામ ઇશ્ક–પ્રેમ રાખ્યું છે ! પોતાના આત્માના પીંજરા પર શ્યામ પરદો ચઢાવીને-જેથી તેનો આત્મા ન તો કંઇ જોઈ શકે, ન તો કંઇ સાંભળી શકે પુરૂષ પોતાના ભોગની મશાલ પ્રકાશિત કરીને પાપનો પંથ કાપે છે.

ઇશ્વરની કોઇ અન્ય સૃષ્ટિને પોતાના આત્માને છેતરવાની આવી કળા મળેલી નથી, જેવી કળા પુરૂષોને પ્રાપ્ત છે ! પુરૂષોની શ્રેષ્ઠતાનું કારણ જાણે તે જ ધૂર્તતા અને કપટ છે, જેનો સહુથી વધારે ઉપયોગ સ્ત્રીઓ પર કરવામાં આવે છે. સ્ત્રી પણ અંતે લાચાર બનીને કપટ અને ધૂર્તતાની આગળ પુરૂષની સામે કેટલીક સીડીઓ પસાર કરે છે, પણ પુરૂષ નિઃસંકોચ સ્ત્રી કરતાં આ કળામાં ઘણો વધારે પારંગત છે.

જ્યારે પુરૂષ કહે છે કે હું અમુક સ્ત્રીને ચાહું છું, ત્યારે તેના આશયનું સાચું સ્વરૂપ એ હોય છે કે તે અમુક સ્ત્રી સાથે એકાંતમાં મિલન ચાહે છે. પરંતુ તે પોતાની ઇચ્છાના દંભી ચહેરાને શબ્દોના સાથીયામાં છુપાવી દે છે.

સ્ત્રી તેના ખુબસુરત અને મીઠા શબ્દોથી ભોળવાઇ જાય છે, જેવી રીતે ચકલી જાળ ઉપર વિખેરાયેલા અનાજના કણો જોઇને ! અને સ્ત્રી પ્રેમનો અર્થ તે વખા સમજે છે, જ્યારે પાણી માથા પર ફરી વળે છે ! બદનસીબ સ્ત્રી ! કહેવામાં આવે છે કે સ્ત્રી, કુદરતી રીતે ફરેબી અને કપટી છે, અને પુરૂષ કુદરતી રીતે ભોળો અને સરલ પ્રકૃતિનો

છે! ઇશ્વર! ઇશ્વર! સ્રીનું કપટ તથા ધૂર્તતા અને પુરૂષની સરલતા અને સાદાઇ!!...કોઈ મને જ પૂછો ને? મારા જેવી સ્ત્રીની જીંદગી એ દાવાને-દંભને જુઠ્ઠો પાડવાને માટે પૂરતી છે!

જ્યારે મારા સાચા પ્રેમીઓ મારા શયન-મંદિરમાં પધારે છે, ત્યારે મને પૂછો, હું તેમની સરલ પ્રકૃતિના કેવા કેવા તમાશા જોઉં છું? જેને તેઓ પ્રેમ કહે છે, તે એક એવા કાવ્ય સમાન છે, જેની અંતિમ પંક્તિમાં તે જ ધિક્કારને પાત્ર કેવળ એકાંત મિલનની વાત સમાયેલી છે!

જ્યારે તેઓ મારા સાન્નિધ્યમાં આવીને બેસે છે અને નિઃશ્વાસો પર નિઃશ્વાસો ભરી પોતાના પ્રેમની હકીકત વર્ણવે છે, કહે છેઃ "હું મરૂં છું, તમારા ઉપર પ્રાણ ન્યોચ્છાવર કરૂં છું, મને તમારા સાથે જેવી મુહબ્બત છે, તેવી તો કદિ કોઇ સાથે નથી થઈ, તમે મારા પ્રાણ અને હૃદયના માલિક છો, તમારા વિના હું જીવતો રહી શકતો નથી" ત્યારે હું દિલમાં હસું છું અને આંખોથી જોઉં છું કે આ અર્થહીન વિનવણીઓ સહિત તેઓ હવે હળવે હળવે સરતા સરતા મારા પ્રતિ આવી રહ્યા છે.

કાણુવિનાના વાતાવરણમાં તેમનો એક હસ્ત મારા હસ્તની તરફ આવે છે, તેમનું મસ્તક મારા ખભાની તરફ, તેમનો બીજો હાથ મારી કમરની તરફ અને હું તુરતજ કળી લઉં છું કે તેઓ તેમના કાવ્યની છેલ્લી પંક્તિ સમીપ છે!

પછી થોડા દિવસ લગી તેમનો પ્રેમ સપ્રમાણ ઉષ્ણ રહે છે, અને પછી તેમની વાસનાનું સુકાન કોઈ અન્યના પ્રતિ ફરે છે એટલે તુરતજ મારા, વાસી ચુંબનોના થાકને તેઓ કળવા લાગે છે! તેમનો ઇશ્ક પણ હળવે હળવે ઓસરવા માંડે છે,

અને એ ઇશ્કનો વેગ પણ ઓછો થવા લાગે છે! અંતે તેઓ કોઈ દિવસે રફુચક્કર થઇ જાય છે, અને ફરી કદિ મારા તરફ આવતા નથી.

કદિ સાંભળી લઉં છું કે હવે તેમના ઇશ્કના સમુદ્રની નૌકાનું સુકાન કોઇ બીજી તરફ ફરી ગયું છે! એનું નામ પ્રેમ છે! ઇશ્ક છે! ઘરની સ્ત્રીની જોડે અગર બજારની વેશ્યા સ્ત્રીઓની જોડે તેમના ઇશ્ક—પ્રેમની અંતિમ સીમા ઘણે ભાગે એ જ હોય છે!

શરાબપીઠના નાનામાં નાના બાળકથી લઇને મસ્જિદના ઉચ્ચમાં ઉચ્ચ મિનાર લગી, મોટામાં મોટી મૂછથી લઇને લાંબામાં લાંબી દાઢી સુધી, પુરૂષની વાસ્તવિકના કિંવા અસ્લિયત સમાન ભૂમિકાનીજ છે.

બ હર રંગે કે ખ્વાહી જામા મી પોશ
મન અન્દાઝા કદત રામી શનાશમ

(ભાવાર્થ: જે રંગનાં કપડાં પહેરવા તું ઇચ્છતો હો તે પહેર, હું તારા કદના અંદાજથી તો પરિચિત છું જ.)

એક મહેરબાન ઘણી વાર મારે ત્યાં પધારે છે. કેવળ સંગીત સાંભળવા માટે! તેઓના શબ્દોચારમાં "કેવળ" ઉપર ઘણો જ ભાર હોય છે. જ્યારે તેઓ પ્રસંગ મેળવે છે, ત્યારે પોતાની અને પોતાની પત્ની વચ્ચેના સ્નેહની ઘણી આનંદજનક કથા મને સંભળાવ્યા છે; "મારી સ્ત્રી લાખોમાં એક છે, મને તેના વિના મુદ્દલ ચેન પડતું નથી, સોગંદ ખાઉં, જો આજ સુધી તેના વિના કોઇ બીજી સ્ત્રીના પ્રતિ ભાવ સરખોય ઉદ્દભવ્યો હોય." હું હેરાન રહી જાઉં છું કે ખાનગી જીવનમાં—પરિણીત જિંદગીના વર્તુળમાં આવી પ્રસાદીઓ હોવા છતાં ય મારાપર આ કૃપા કેમ છે?

અંતે એક દિવસે મારાથી રહી ન શકાયું. મેં તેમની દાસ્તાન સાંભળતાં સાંભળતાં વિનંતિ કરી કે જનાબ ! તમારા જેવા ખુશબખ્તો માટે અમારે ત્યાં આવી રીતે આવવું–જવું–દરેક દૃષ્ટિએ અયોગ્ય છે. જિંદગીની તે શ્રેષ્ઠ ભેટ જે તમને તમારા ઘરમાં જ મળેલી છે, તે અમારા લોકોની પાસે કયાં ? " તે કંઇક લજવાયા, કહેવા લાગ્યા: " મને તો સંગીતનો શોખ છે તે સાંભળવા ખાતર જ તમારે ત્યાં આવું છું. "

મેં અરજ કરી.: " જો તમે કહો, તો હું તમારાં પત્નીને ગાવાનું શિખવી દઉં. પછી તમને મારે ત્યાં આવવા–જવાનું કષ્ટ બરદાસ્ત કરવું નહીં પડશે. " બોલ્યા કે " એ તો સંભવિત નથી, ખાનદાની તેના ધારાધોરણથી વિરૂદ્ધ છે ! "

મેં વિનંતિ કરી કે " જો તેમને ગાયન–વાદન શીખવવું ખાનદાનીની પ્રથાની વિરૂદ્ધ છે, તો પતિતાના ઘેર આવવું એ પણ ખાનદાનીનું ભૂષણ સમજવામાં આવતું નથી. " તે અવાક્ બની ગયા, છોભીલું હાસ્ય કર્યું અને કહેવા લાગ્યા કે " વારૂં, કોઇ મજેદાર ગઝલ તો સંભળાવો ! "

......ખુદાની પનાહ ! સંગીત જે દેવોનો જાદૂ છે, તેને પણ વાસના–પૂજક પુરૂષે પોતાના આત્માની મિલ્કત બનાવી લીધું છે ! તે વેશ્યાના સૌંદર્યને નષ્ટ કરવા માટે સંગીતનું નામ વચ્ચે લાવે છે; પરંતુ સંગીત તો બાજુએ રહ્યું, તે પોતાની વાસના–તૃપ્તિની વાતમાં પણ અચકાયા વિના પ્રભુનું નામ પણ આડે લાવે છે.

કોઇ નવી અને રૂપથી ઓતપ્રોત સ્ત્રીને ભોગવવાની ઇચ્છા હોય છે ત્યારે કહે છે: " પ્રભુએ ચાર સ્ત્રીઓ સુધી નિકાહ કરવાની છૂટ આપેલી છે ! " જાણે ઇશ્વરે આજ્ઞા આપેલી છે કે

તમે મારું નામ લઈને વિલાસ ભોગવી શકો છો! સારાંશ એ છે કે સંગીત અને લલિત કળા તો ઠીક, પણ પુરૂષની ભોગવૃત્તિએ ખુદા અને પયગમ્બરનાં પવિત્ર નામોને ય લાંછન લગાડયા વિના નથી મૂકયાં!

સૃષ્ટિનું પ્રાકૃતિક સૌંદર્ય પણ તેની વાસનાના મેજ પરની જાણે ચટણી છે! સ્ત્રીનું ગાન તે એ માટે નથી સાંભળતો કે સંગીત તેના હૃદયમાં કોઈ ઊર્મિઓ જન્માવે છે, પણ તે સ્ત્રી ગાતી હોવાના ખાતર જ સંગીત પ્રત્યે શ્રદ્ધા પ્રકટ કરે છે! તેના દિલમાં સંગીત દ્વારા ઇશ્ક ઉદ્ભવે છે!

હું સંગીતના એ કદરદાનોને ખુબ જ જાણું છું......... ખુદાનો તિરસ્કાર ઊતરો એ ધૂતારાઓ પર! તેઓ જ્યારે મારા સંગીત પર ડોલી ડોલીને મસ્તક હીલવે છે અને મસ્ત થઇ થઇને કૂદે છે, ત્યારે મારા પર તેમના કેફ અને આનંદની હકીકત એટલે દરજ્જે પ્રકટ થાય છે, કે ભરી મહેફિલમાં એ ઝૂલનારાઓનાં મસ્તકો પર સારંગી ખેંચી મારવાની મને ઇચ્છા થઇ આવે છે! એ નરપશુઓ પોતાના આત્માને કુદરતની બખ્શિસોના ઇજારદાર સમજે છે અને તેનો દોષિત ઉપભોગ પોતાના માટે તદ્દન અબાધિત સમજે છે!

કુદરતે દ્રાક્ષ પેદા કરી, તેમણે તેને સડાવી અને પછી ગાળી લઇ શરાબ બનાવી લીધી, કે તે તેઓના પાપોમાં સહકાર આપે! કુદરતે ફૂલ પેદા કર્યાં, અને તેમણે એ ફૂલોને તેના છોડ પરથી વીણી વીણીને પોતાના દોષિત બિસ્તરા પર કચડયાં–મસળ્યાં! કુદરતે લોઢું આપ્યું, તેમણે તેની તલવારો બનાવી અને પછી તે તલવારોને એક બીજાના રક્ત વડે રંગી!

જાન–માલના રક્ષણાર્થે પ્રભુએ જેટલી વસ્તુઓ

અર્પેલી છે, તે બધી જુલ્મ અને બળાત્કારના માટે ઉપયોગમાં લેવાઇ. મધુરભાષી અને ખુબસુરત પક્ષીઓ, જેને જંગલો અને બગીચાઓની શોભા બનાવવામાં આવ્યાં હતાં, પાંજરામાં બંધ કરી દેવામાં આવ્યાં, તેમનાં ગીતો સ્વતંત્ર ન રહ્યાં, તેઓની પાંખોની શક્તિ હરી લેવામાં આવી અને એ જ દશા સ્ત્રીની થઇ!

તમે વારંવાર એમ કહો છો કે હું તમારા જીવનની મૂડી છું, એની પાછળ વાસ્તવિકતા કેવળ એટલી જ છે કે તમારૂં જોર ચાલે, તો એક ખુબસુરત પંખીની જેમ મને ય પીંજરામાં બંધ કરીને રાખો અને મારા સૌંદર્યનો ગર તમારી ભોગવૃત્તિના ખાતામાં જમા થઈ જાય......સૌંદર્યના લૂંટનારા ઓ પાષાણ-હૃદય મહાજન!

## પત્ર દશમો

# [૧૦]

જો તમે મારા કટકાઓને ભેગા કરતા જાવ અને કોઈ દિવસ છપાવીને પ્રસિદ્ધ કરી દો, તો દેશનાં સાહિત્ય-વર્તુળોમાં તમારૂં નામ ઇજ્જતપૂર્વક લેવામાં આવશે, અને જો લેવામાં ન પણ આવે તો ય તમે વિખ્યાત તો ઘણા જ થઇ જશો! સૌંદર્યના હાટમાં મારી દૂકાન એટલી મશહુર થઇ ચૂકી છે કે હવે તમારા સરીખા લોકો-મારાથી નજદિકનો સંબંધ રાખનારા, વળી દોલતમંદ, સુશિક્ષિત—મારો પાલવ પકડીને અચ્છા કોમી નેતા બની શકે છે!

આ યુગમાં કોમી નેતાગીરીને માટે કેવળ એક લાંબી જીભ અને એક મોટા નગારાની આવશ્યકતા છે. જો કોઇ ઘણા લાંબા અરસા લગી અખ્બારોમાં પ્રસિદ્ધિ મેળવતો રહે, તો તે સરલતાથી કોમનો (કે દેશનો) આગેવાન બની જાય છે. તમે ય જો ક્યાંક અખ્બારોમાં છપાઇ જાવ, તો કોમના-દેશના તારણહાર બની જશો. એ પરિવર્તન કંઇ મુશ્કેલ નથી. છાપાખાનાંની શેર અર્ધો શેર શાહી અને ( લીથોગ્રાફીના ) બે ચાર પત્થર એ બન્નેનું મિશ્રણ "નેતા" હોય છે!

જો હિન્દુસ્તાનના "રાષ્ટ્રીય વડિલોમાં"થી કોઇ વડિલ પોતાની સારંગીમાં એક તારનો વધારો કરવા ચાહે, તો હું આ પૃષ્ઠોના તમામ અધિકાર તેમને ભેટ કરી દેવાને ખુશી છું અથવા જો (મસ્જિદોના) મહેરાબ અને મિમ્બર (વ્યાસ પીઠ)ની બત્તીઓને વધારે પ્રકાશ અને ચમકાટની દરકાર હોય, તો તે પણ આ પૃષ્ઠોના વિરૂદ્ધ હુકમો અને ફતવાઓનું યુદ્ધ આદરી શકે છે. મને કહેવા દો કે તેમની નામના અને પ્રતિષ્ઠામાં એક બજારી સ્ત્રીની નિર્લજજતા વિરૂદ્ધનું એ યુદ્ધ દ્વિગુણ વધારો કરી દેશે.

તેઓ જ્યારે ફરમાવશે કે એક પતિતા નારીના સામાન્ય પણ વાસ્તવદર્શી વિચારોનો દેશમાં પ્રચાર કરવો એ નૈતિક ગુન્હો છે અને પોતાની આ વાતના સમર્થનમાં કુરઆનનાં પવિત્ર સૂત્રો રજૂ કરશે ત્યારે કોણ છે એવો જે તેમની વાતને દુરસ્ત ન કહેશે ?

જ્યારે તેઓ વ્યાસ પીઠ પર ખડા થઇ પોતાના જુબ્બાની પહોળી બાંયોને હીલવતા પોકાર કરશે અને કહેશે કે લોકો ! આ પતિતાને પત્થરથી મારો, જે અમારી ભાવિ નસલોની જિંદગીનાં પારદર્શક નયનોને ગંદાં કરી રહી છે, જે ઇસ્લામી શરિયતના સાચા હિમાયતીઓ પર શબ્દ–બાણો ફેંકી રહી છે, ત્યારે ખબર નથી, કે મારી શી દશા થશે ?

કોઈ જમિઅતુલ ઉલ્માએ મારા મકાન પર ચોકી શરૂ કરાવી દીધી, તો પછી મારા ઘરની શાન્તિ અને સલામતીનો અંત આવી જશે. મોટા મોટા નામાંકિત પુરૂષોને મારે ઘેર આવવા–જવામાં ઘણી જહેમત પેશ આવશે અને સુલેહનું કાયમ રહેવું અશકય થઇ પડશે ! તાત્પર્ય એ છે કે આ

પૃષ્ઠોનો પ્રચાર ઘણાક માતેલા સાંઢોની સામે લાલ ઝંડીનું કામ કરશે અને તેમના ગજબનાક આતશમાં હું બળી–ભૂંજાઇને પૂરી થઇ જઇશ......

જો એ જ પવિત્ર ઝબ્બાધારીઓએ મારી સાડીના પલ્લવ પર માથું ઝુકાવ્યું ન હોત, તો હકીકત એ છે કે હું દરેક પવિત્ર ઝબ્બાધારીના પલ્લવપર મારું માથું ઝૂકાવત !

આ પૃષ્ઠો પ્રસિદ્ધ થાય કે ન થાય, પિડીત નારીના પોકારને ભોગવૃત્તિવાળા અને ઘમંડી પુરૂષો સાંભળે કે ન સાંભળે, પરંતુ જે ધ્વનિનો પડઘો પડી ચૂકયો છે, તે અટકી શકતો નથી.

પત્થર પર નિરંતર પડયા કરતી જલધારા કોક ને કોક દિવસ એ પત્થરમાં છેદ પાડીને જ જંપે છે. આજે મારી સંવેદનાઓમાં, હકીકતથી અજાણ, સ્વાર્થી દુનિયાને યકીન અપાવવો એ દુર્ઘટ કાર્ય છે, પરંતુ તે પણ દિવસ આવશે કે જ્યારે શિલાઓમાં કાણા પડી જશે, જ્યારે મહાનમાં મહાન અહંકારીઓ માથું ઝૂકવવાને લાચાર બનશે !

આજે અમારા કપાળ પર કલંકનાં તિલક લગાડીને અમારી જેટલી ચાહો તેટલી ઘૃણા કરો, અમારી ત્રુટિઓને અતિશયોક્તિ સહિત પ્રકટ કરીને જેટલી ઇચ્છો તેટલી પોતાની શ્રેષ્ઠતાની સનદો સંપાદન કરો. આજે ભર બજારે અમારો ઇસ્લામ સ્વીકાર કરવો પણ એક ગરજવાન અને અહંકારી પુરૂષની શાનના ખિલાફ છે. જો કે એ બીજી વાત છે કે તે જ રાત્રિનાં આવરણો હેઠળ પોતાની જાતીય વાસના સંતોષવાના આશયે એક અનીતિમાન સ્ત્રીનાં કદમો પર મસ્તક મૂકી પ્રાતઃકાળ કરી દે છે !

કદિ તમે એ પણ વિચાર્યું છે કે તમારી દુનિયામાં પાપ

કોને કહે છે? પાપ તે નીચ કૃત્યને કહે છે, જે છૂપું ન રહે અને જાહેર થઇ જાય. જે પાપ મર્મ બનીને રહે તે પાપ નથી!

તમારા નૈતિક સિદ્ધાંતોના વર્તૂળમાં બદનામી એ પાપ છે. ગુનોહ જો ગુપ્ત હોય તો તેની યથાર્થતા સાબીત કરી શકાય છે! જો કોઢના ડાઘા વસ્ત્રની હેઠળ સંતાયેલા હોય તો તમે હરગીજ કોઢી નથી! એબ તો કેવળ તે જ છે, જે પ્રકટ થઇ જાય. તમારી નીતિની ઇમારતનો સહુથી મોટો સ્થંભ તો ગુપ્ત છે! પરંતુ પુરૂષ પોતાની જિંદગીના આ સ્થાયી ફરેબ પરથી દષ્ટિ ચોરી લે છે અને સ્ત્રીની ચાલાકીની દાસ્તાનોથી દુનિયાના કાન ભરી દે છે.

કદાચ તમને ય મારા પ્રત્યેક શબ્દથી ધૂર્તતાની ગંધ આવશે. સાચું છે કે ઓરત ધૂર્ત છે, સ્ત્રી જે પુરૂષના પ્રતિ કદમ પણ ઉપાડી શકતી નથી, તે ત્યાં લગી કે પુરુષ જ પોતે તેના પ્રતિ હસ્ત ન લંબાવે, તે ધૂર્ત છે! સ્ત્રી જે પોતાની હૃદયઊર્મિઓને કદિ જીભે લાવી નથી શકતી, તે એટલે લગી કે પુરૂષ સોગંદો પર સોગંદો ખાઇ સેંકડો વેળા પોતાના પ્રેમની ગાથા ન સંભળાવે તે મક્કાર છે! સ્ત્રી, જે આ જીવન પર્યંત એક નઠારામાં નઠારા પુરૂષનો પલ્લવ પકડીને જીવનની તમામ યાતનાઓ સહન કરી શકે છે, અને કદિ પુરૂષના જુલ્મોને જીભે નથી લાવતી તે મક્કાર છે!

તે વિના આંસૂએ રડે છે, તે વિના અવાજે ચિત્કાર કરે છે, તે આંખો બંધ રાખે છે અને જુએ છે, તે દેખે છે પણ જબાન નથી ખોલતી અને ધીરજ ધરે છે, એ બધાં સ્ત્રીનાં મક્કર અને ફરેબ છે?

હવે પુરૂષની સચ્ચાઇ અને રાસ્તબાજીને પણ જુઓ: તે

સ્ત્રીના પ્રતિ આવે છે, શુષ્ક ઓષ્ટો અને શિતળ નિઃશ્વાસો સાથે લાવે છે, ઇશ્ક અને મુહબ્બતનો બધોય શણગાર લઇને આવે છે. તેની પ્રેમ–ગાથા લાંબી હોય છે, તે વિયોગના આઘાતોનું બયાન કરે છે અને જૂદાઇની સંવેદનાઓનું વર્ણન કરે છે, એવી ઢબે રડે છે, કે જાણે તેનું કાળજું ચીરાઇ જશે, એવી રીતે કાકલુદી કરે છે, કે જાણે વ્યોમ અને ભોમ તેની વેદનાના તટસ્થ સાક્ષીઓ છે. તે સ્ત્રીનો પાલવ પકડે છે અને તે પાલવને ઇશ્વરી સિંહાસનના પાયાની જોડે બાંધી દે છે.

તે કહે છે : " અયી ઓરત ! મારી રૂહ તારી રૂહને બોલાવી રહી છે. " તે પોતાના આવેગો અને વાસનાઓ પર પ્રકૃતિને શાહેદ તરીકે લાવે છે, તે કહે છે. " તું નિર્બળ છે, મારી પ્રાણ ! હું તારો રક્ષક છું. તું કમઅક્કલ છે, હું તારે માટે બુદ્ધિની મશાલ લઇને આવ્યો છું, તું પોતે તારી સહાયતા કરી શકતી નથી, હું તારો મદદગાર છું, તું એક થાપણ છે, જે ઇશ્વરે મને સોંપી છે. " આ બધું તે એવી રીતે કહ્યે જાય છે. કે તેના શિતળ નિઃશ્વાસ હેવાની ખૂનના ચક્રમાં ઉષ્ણ બની જાય છે; સુક્કા ઓષ્ઠો સ્ત્રીના ઓષ્ઠો જોડે ભીડાઇને તર થઈ જાય છે, તેની લાંબી પ્રેમકથા એક અને માત્ર એક સફળ શબ્દ 'ભોગ' ઉપર સમાપ્ત થઇ જાય છે. વિયોગના ગમો શારીરિક સંબંધના ક્ષણિક નશાના કારણે વિસરી જાય છે !

સ્ત્રીની જે રૂહ શોધવામાં આવતી હતી, તે એક મૃગજળ સમાન અલોપ થઈ જાય છે. " મારી રૂહ તારી રૂહને બોલાવે છે " ના બદલે પુરૂષનો આત્મા પોકારે છે કે " અયી ઓરત ! મારૂં શરીર તારા શરીરનું અભિલાષી છે."

વાસનાનો દેવ ફેંસલો કરે છે કે હરેક પુરૂષની ભોગવૃત્તિ ઉપર હજાર સ્ત્રીઓ પણ કુરબાન થઇ જાય તો ઓછી છે !

પુરૂષની વાસનાના તુફાની સમુદ્રમાં હજારો વહાણોની માફક આ એક વહાણુ પણ ગર્ક થઇ જાય છે. થોડીક ક્ષણો લગી પાણીની સપાટી પર જે સ્થળે તે વહાણ ડૂબે છે, ત્યાં પાણીનાં વમળો પેદા થાય છે, પણ ત્યારબાદ પાણીની સપાટી અસલ રૂપ ધારણ કરી લ્યે છે......જાણે કે કોઇ વહાણ ડૂબ્યું જ ન હતું! સિંહ પોતાના શિકારથી તૃપ્ત થઇને એક વિજયીની અદાએ સુખના ખોળામાં આરામ કરે છે! એ સિંહના રક્ત–રંગેલા દાંતોની અણિયાળી ધારની હકીકત તે હરિણીને પૂછો, જેના આખાયે આત્મિક અસ્તિત્વને એ નિર્દય દાંતોએ ચારણી બનાવી દીધું છે!

## પત્ર અગીયારમો

# [ ૧૧ ]

તમે કદીયે તમારી વ્યતીત થઇ ગયેલી વયને તમારા હૃદયના દર્પણમાં નીરખી છે ? તમારી કને બુદ્ધિની એટલી મતા પણ છે વારૂ ? યૌવનની મસ્તીઓએ તમારા દિલના એ આયનાના ટૂકડા કરી નાંખ્યા હશે, છતાં જો કોઇ કટકો બાકી રહી ગયો હોય, તો તે શોધીને સાચવી રાખો. જ્યારે યૌવનનું ભૂત તમારા ખભા પરથી ઊતરશે, ત્યારે તે કટકો કામ આવશે !

ગઇ રાતે હું એકલી જ હતી. એકલી રહેવા ઇચ્છતી હતી એ કારણે જ હું એકલી હતી. પુરૂષોનો પાશવી પ્રેમ અને તેમની પાગલતાનાં દૃશ્યો, કદિ કદિ મારા જેવી ' પતિતા ' અને ' ધંધા-દારી'ને ય થકવી દે છે ! નહીંતર, મારા શયન-મંદિરના દર્શનાભિલાષીઓ રોજ ક્યાં નથી હોતા ? નિત્ય કોઇ ને કોઈ તો હાજર હોય છે જ.

પણ ખરી હકીકત એવી છે કે મેં સમીસાંજથી જ માથાના દર્દનું બહાનું કાઢીને મકાનનો દરવાજો વાસી દેવરાવ્યો હતો. છતાંય ' ખાન સાહેબ ' તશરિફ લાવ્યા, અને બૂમો પાડીને પાછા ગયા. ' મીર સાહેબ ' પણ ઘણીવાર લગી દ્વારપર ખાંસતા

ખોંખારતા રહ્યા. 'શેખજી'ય કેટલાક સમય લગી, સડકપર આમતેમ આંટા–ફેરા મારતા રહ્યા. અંતે ચાલ્યા ગયા. 'શાહુ સાહેબે' પણ પોતાની મોટરનું ભૂંગળું, મારા મકાનની ભીંત હેઠળ ઘણીવાર લગી વગાડયા કર્યું. અફસોસ છે કે તેઓ પણ નિરાશ થઇને ગયા.

'તંત્રીજી' એ પણ બે ત્રણ આક્રમણ કર્યાં, પરંતુ મારા લગી પહોંચી ન શકયા. 'વકીલ સાહેબ'નો માણસ પણ આવ્યો, પણ બારણાં પર બે–ચાર હાથ પછાડીને પાછો ગયો!

આવી રીતે મારા સૌંદર્યના સમસ્ત ચોકીદાર, અર્ધ રાત્રિ સુધી પોકારો કરી કરીને, યાચનાઓ કરી કરીને ઘરે સીધાવ્યા. મેં ઓશીકા પર માથું મૂકયું, અને નિદ્રાની પ્રતીક્ષા કરવા લાગી......એ જાણે મારી વિરામ–રાત્રિ હતી!

સાંજથી જ બિસ્તરાની ચાદર અને ઓશીકાઓનાં બધાં કવરો બદલાવી નંખાવ્યાં હતાં. એક દિવસે તમે યથોચિત જ કહ્યું હતું કે આ બિછાનામાંથી પ્રકાર પ્રકારના 'મિશ્રિત પ્રેમ'ની ગંધ આવે છે! પ્રેમીએ ફિલસૂફ જરૂર હોવું જોઇએ! સારાંશ એ છે કે એ "મિશ્રિત પ્રેમ"થી થાકી જઇને સાંજે જ મેં આખું બિછાનું બદલાવી નંખાવ્યું હતું.

હાય! તમને ખબર નથી કે એ બિછાનાનો પ્રત્યેક દોરો કેટલે દરજ્જે કલંકિત, દુષિત છે? તમને એ વાતની ખબર હોત તો તમે મારા બિછાના પર કદિ કદમ ન મૂકત. મારા બિછાનાના રંજ અને ગમ જોઇ જોઇને તમે કેવી કેવી મુશ્કેલીઓ અને વિટમ્બણાઓ અનુભવો છો, જાણે કે ચાદરના દરેક તાણા–વાણામાં તમારો એક પ્રતિસ્પર્ધી છુપાયેલો છે! અને વાસ્તવમાં તમારી એ કલ્પના અસત્ય પણ નથી!

પરંતુ તમે તે મૂર્ખાઓને શું કહેશો, જેઓ આ બિછાના પર આરામ કરવાને માટે પાગલ બની જાય છે.

મારી નિદ્રા મારી નથી. સૌંદર્યની જોડે નિદ્રાને પણ વેચવી પડે છે. પુરૂષની ભોગવૃત્તિ પ્રકૃતિના તકાદાઓને સાંભળવાને માટે તૈયાર નથી હોતી. જો સ્ત્રીને પુરૂષે રાત્રિને માટે ખરીદી, તો તેનાં બધાંય માનસિક તેમજ શારીરિક અવયવો જાણે પુરૂષની મિલ્કત થઈ ગયાં! તે હસે તો તે હસવું તેનું નથી; તે રડે તો રડવું તેનું નથી, શયન-મંદિર તેનું નથી, બિસ્તર તેનું નથી: જે કંઈ છે તે બધું 'પુરૂષ-દેવતા'નું છે!

તે સ્ત્રીત્વ, જેને ઘડવામાં કુદરતે પોતાની સોળે કળાઓ ખર્ચી છે, તે મારી માતાની ગોદમાં અવશ્ય મારૂં હતું; પણ હવે નથી. મેં પણ કુદરત કનેથી મારો ભાગ મેળવ્યો હતો, હું પણ મારી પૂંજી લઇને દુનિયામાં આવી હતી; પરંતુ હવે નથી! હવે મારી હયાતી માત્ર પૈસાનો ખરીતો છે, જેની અંદર કદિ જીવનનો એક દસ્તાવેજ મુકાઇને આવ્યો હતો. એ દસ્તાવેજ ગુમ થઈ ગયો, પરંતુ ખરીતાપર "પ્રકટ પૂજકો"નો દરોડો છે!!

કાગળની કંદીલનો (બત્તીનો) કાગળ બેશક રંગીન-ખુબસુરત છે, પરંતુ અંદરનો દીપક પ્રકાશિત નથી!

હવે ફરી મારી રાત્રીની કથા સંભળાવું છું:

મારા શયન-મંદિરમાં રાત્રે કોઈ ન્હોતું, પરંતુ ખૂણામાં મૂકેલી એક શમા (દીપિકા) બળી રહી હતી. કંઈ વિચારતાં વિચારતાં મારી દષ્ટિ એ શમાની જ્યોતપર કેન્દ્રિત થઈ. દષ્ટિ પડી અને ત્યાં જ ઠરી ગઇ. એ વેળા હું એવી હાલતમાં હતી કે હું ન તો સૂઇ રહી હતી, ન તો જાગી રહી હતી. આંખો મીંચાઈ હતી; પરંતુ દિમાગ જાગૃત હતું.

દીપકે ઓરડાના અંધકારવાળા ભાગમાં જાણે એક કાળી ચાદર પાથરી દીધી હતી, અને જ્યાં દીપકની રોશની પ્રસરી રહી હતી, ત્યાં પ્રકાશમાં કેટલાંક હરતાં–ફરતાં શરીરો પણ છાયા તરીકે દેખાતાં હતાં. એ દરેક છાયા મારી નજર આગળથી પસાર થતી જતી હતી અને હું પીછાનતી જતી હતી .

...આ મારી શિક્ષિકાનો ઓરડો છે, તેનાં દ્વાર પર હું મારી ઢીંગલીને કેડમાં સાચવીને ઊભેલી છું. એક રૂપવાન સ્ત્રી મને બોલાવી રહી છે, તે મારી મા છે. એક સ્વરૂપમાન ઉંચા કદનો મર્દ મારી તરફ આવી રહ્યો છે, તે મારો બાપ છે......

આ દશ્ય એક બીજી તસ્વીર છે; આ ખુબસુરત ઈમારત મારૂં વિદ્યાલય છે......અમે કયાંક જઈ રહ્યાં છીએ, રેલ્વે સ્ટેશન છે, મારા પિતાની જોડે એક ખુબસુરત યુવક છે, જાણે પુરૂષના સૌંદર્યની એક અધૂરી તસ્વીર; એ મારા હાથનો ઉમેદવાર છે, જેની જોડે મારી યુવાની અને મારૂં ઘડપણ સંકળાઇ જતું જોઇતું હતું ! હું તેના પ્રતિ નીચી નિગાહથી એવી રીતે જોઇ રહી છું કે જાણે જોતી જ નથી.

...મારા શરીરમાં વર્ણવી ન શકાય એવો કંપ છે. જીવનના ઉદયની આ કંપારીઓનું બયાન આપવું એ વાણી અને કલમની તાકતથી પર છે. ઓરતની યુવાનીની એ પહેલી કંપારી હતી, જે તે દિવસે સ્ટેશન પર મારા શરીરમાં ઉદ્‌ભવી હતી! સ્ત્રીની આ કેફિયતને પુરૂષ કદિ પૂરી સમજી શકતો નથી!

...દીપકની જ્યોત પણ કંપી રહી હતી....પછી એક બાવીસ વર્ષનો ફરબો જવાન મારી દષ્ટિ આગળથી પસાર થયો...એ મારો પ્રથમ મર્દ છે! એણે મને ‘ઓરત’ બનાવી પણ ‘પત્ની’ ન બનાવી! એણે મને ડાળ પરથી વીણી લઇને,

અલ્પ કાળ પોતાના ગળાનો હાર બનાવી અને ફરી પીંખીને–મસળીને ગર્તમાં ફેંકી દીધી !

એ જાલિમે મારા કૌમારત્વને ત્યાં પહોંચાડી દીધું, જ્યાં અત્યારે તમે જોઇ રહ્યા છો ! એણે મને તે બનાવી દીધી, જે અત્યારે હું નજરે પડું છું !

બારીમાંથી વાયુની એક લહેરી આવી, દીપકની જ્યોત કંપી અને બુઝાઈ ગઈ ! મારાં નયનો બીડાઇ ચૂક્યાં હતાં, છતાંય વિચારરૂપી ફાનસની આ શીકલ કોઈ ખૂણો, જ્યાં પારકાનો વિચાર સુદ્ધાં પહોંચી શકતો નથી, ત્યાં એવું ચિત્ર છુપાવેલું રાખે છે, જે મારી વ્યતીત થઇ ચૂકેલી જીંદગીની સંપૂર્ણ તસ્વીર છે. પ્રેમ અને સ્નેહની આ રક્ષિત મૂડીમાં મારો કોઇ ભાગીદાર નથી.

રાત્રે દીપકની ધ્રૂજી રહેલી જ્યોતમાં મેં ફરી એકવાર એ તસ્વીરને નીરખી લીધી, જાણે હું ફરીથી મારી પૂર્વવત્ જીંદગીમાં–કૌમારત્વના જીવનમાં પાછી ચાલી આવી છું, પરંતુ સવારના પ્રકાશમાં મારા સ્મરણના એ ભંડાર પર અજગરો બેઠેલા નજરે પડે છે, જેમાં તમે પણ એક છો. એ ધન–ભંડાર લગી હું પહોંચી શકતી નથી, તમે લોકો મને ત્યાં લગી પહોંચવા દેતા નથી, તમારા સૌંદર્ય–પૂજાના બખેડાઓના કલશોરમાં, તમે મારા વિચારના માર્ગો વટિકને અવરોધી દીધા છે. તમારી ઇશ્કબાજીઓમાં હું એવી રોકાયેલી રહું છું કે એક ક્ષણને માટે પણ ફારેગ થઈ શકતી નથી.

સવારે આંખ ઉઘાડી, તો શમા ખતમ થઇ ચૂકી હતી, અને સૂર્યની કિરણાવલિ બિછાના ઉપર વિખરાયેલી હતી. મીણ-બત્તી કેટલી જલ્દી પીગળે છે ? જેટલી તેજ તે બળે છે, તેટલી જ ત્વરાથી તે પૂરી થાય છે. મારા જીવનની દીપિકા હવે ઘણા

વેગપૂર્વક બળી રહી છે, અને ઘણી વહેલી ગુલ થઈ જશે–બુઝાઇ જશે.

હું મારી જીંદગીને બન્ને હાથો વતી નષ્ટ કરી રહી છું! તમે અને તમારા જેવા બધાય આવો અને આ જીંદગીની પૂંજીને વહેલામાં વહેલી તકે લૂંટી લ્યો! આ મૂડી, મારી ગરદન ઉપર ઉંચકી ન શકાય એવો બોજો છે. આ લૂંટી લ્યો જેટલી લૂંટી શકો તેટલી! એમ કરો–તમારો મારા ઉપર ઉપકાર થશે!

# પત્ર બારમો

# [ ૧૨ ]

લોકો જ્યારે ઉલ્ટી કરવા ઇચ્છે છે, ત્યારે સીકનજબીન ( લીંબુનું એક ખાસ પ્રકારનું શરબત ) પીને ગળામાં પીછું નાંખે છે. પણ મને ઉલ્ટી કરવા માટે એમ કરવાની જરૂરત પડતી નથી. ન સીકનજબીન પીઉં છું, ન પીછું વાપરૂં છું. આનાથી વિશેષ સરળ યુક્તિ એ છે, કે મારા ચાહકોના આવેલા પ્રેમ-પત્રોમાંથી બે-ચાર પત્રો વાંચી લઉં છું અને મારો ઉદ્દેશ હાંસલ થઇ જાય છે...... તમારા લોકોની જુઠ્ઠી વૃત્તિ કેટલી ઘૃણાપાત્ર છે !

એ લેખન-શૈલી, હૃદયની વ્યથા વર્ણવવાની એ અલંકારિકતા, મારા સૌંદર્યની જોડે કાગળની આડમાં તેમની તે મિત્રતા, ગદ્યમાં પ્રેમ-કથા અને પદ્યમાં સ્નેહ-ગાથા: એ કડવા ઘૂંટડા એટલે દરજ્જે પીવા પડે છે કે જો હું ફિલસૂફ ન હોત, તો હું પાગલ બની ગઈ હોત !

તમે લોકો જે મારા રૂપની પ્રશંસામાં ચંદ્ર અને સૂર્યથી પણ બુલન્દ મિનારા ચણો છો-જેનો પાયો કેવળ કાગળ પર હોય છે-તો હું તમારી બુદ્ધિની નિષ્ફળતા પર અશ્રુ સારૂં છું. તમે લોકો જાણતા જ નથી કે સૌંદર્ય અને કદ્રૂપતાની વચ્ચે

કેટલું અંતર છે ? તમે પુષ્પની પ્રશંસા કરો છો તો શું પુષ્પમાં ખરૂં સૌંદર્ય છે ? તમે દિવસને પ્રકાશમાન અને રાત્રિને અંધકાર-પૂર્ણ કહો છો, તો શું દિવસ અને રાત્રિની કોઇ પ્રાકૃતિક વિશેષતા છે ?

તમારો દિમાગ ઠેકાણે હોય, તો આ જરાક શી ટીકાપર વિચાર કરો, કે સારા–નઠારા, ખુશ–નાખુશ, કાળા–ધોળા એ બધા વર્ણ–ભેદો વસ્તુઓના નથી, બલ્કે તમારાં ભેજાંની ક્રિયતોનાં છે! નહીંતર, ન કંઇ સારૂં છે, ન નઠારૂં, ન કાળું, ન ધોળું : તમે તમારા ખાતર આ બધાં નામો પાડી લીધાં છે. જે ચીજ તમારા કર્ણો અને આંખોને ખરાબ જણાઇ તે ખરાબ; દરેક વ્યક્તિ પોતાની પસંદગી અનુસાર દરેક ચીજના ભેદ પાડે છે, પ્રશંસા કરે છે અથવા બુરાઇ !

સ્ત્રી સંબંધમાં પુરૂષ આત્મતુલના માટે જે કસોટી કાયમ કરે છે, તેનો સ્વીકાર તે સ્ત્રી પાસે પણ કરાવવા ચાહે છે, જાણે આ સંબંધમાં સ્ત્રીને જરા પણ સારાસારનો વિચાર કરવાનો હક્ક નથી.

**અગર શાહ રોઝરા ગોયદ શબ અસ્ત ઇં**
**બ બાયદ ગુફત ઇંન કે માહ વ પરવીં**

(ભાવાર્થ : જો રાજા દિવસને કહે કે રાત્રિ છે, તો તેના સહચરોએ કહેવું જોઇએ, કે હુઝૂર ! હા, ચંદ્ર અને તારલા પણ દેખાય છે.)

પુરૂષ દિવસ કહે, તો અમે પણ દિવસ કહીએ; તે રાત કહે, તો અમે ય રાત કહીએ. એક સજ્જન જો પોતાની મૂછોની અણિઓને ઉંચી કરી જર્મન કયસર બની જાય છે, તો તે સમજે

છે કે તેના આ અભિનયને પસંદ કરવાની સ્ત્રીની ફરજ છે, અથવા કોઈ સજ્જને પોતાના શરીર ઉપર અપ-ટુ-ડેટ સૂટ પહેરી લીધો તો, તેને સંતોષ થઇ જાય છે કે કોઇ સ્ત્રી તેના પ્રતિ આકર્ષિત થયા વિના રહી શકતી નથી! જો કોઇ ગૃહસ્થના માથાના વાળ સુયોગ્યપણે ઓરાયેલા છે, તો તે વકી રાખે છે કે સ્ત્રી જરૂર તેનાં સુયોગ્ય રીતે ઓરાયેલાં ઝૂલ્ફાં ઉપર ફિદા થઇ જશે!

ઘણી વાર મેં મતલબીયા પ્રેમીઓના સમૂહમાં બેસી, આ પ્રશ્નો ઉપર વિચાર કરેલો છે. હું જો કોઇ સાહેબના કંઠમાં આકર્ષણ જોઉં છું, તો તે તેના ઘુંઘરવાળા વાળો માટે ખંડણી માંગે છે. હું કોઇ સજ્જનની સાદાઇને પસંદ કરૂં છું, તો તે મને રીઝવવાને માટે 'છેલ' બનવાની કોશીષમાં, તેનો કિંમતી સમય બરબાદ કરે છે! જો મને કોઇ ગૃહસ્થની બોલવાની છટા પસંદ છે, તો તે તેના પોશાક પર આશક થવા મને પ્રેરે છે...

સ્ત્રી અને પુરૂષનાં માનસ કેટલે દરજ્જે ભિન્ન છે? પુરૂષ એક આપમુખત્યાર રાજાની માફક આશા રાખે છે કે જે વાતને તે સારી રીતે કહે, તેજ વાતને સ્ત્રી પણ સારી કહે; જે વસ્તુને તે શ્રેષ્ઠ સમજે, તે જ વસ્તુ સ્ત્રીને પણ શ્રેષ્ઠ ભાસવી જોઇએ. સ્ત્રીની એ ફરજ છે, કેમકે કાયદા ઘડનારા પુરૂષો છે, શ્રેષ્ઠતા પુરૂષોને હાંસલ છે, હાકિમ પુરૂષો છે, કાનૂન પુરૂષોનો છે!

તમે તમારા લાંબા અને વિસ્તૃત પત્રો, જે શબ્દોની સંખ્યાની દૃષ્ટિએ પરિપૂર્ણ અને વિસ્તૃત છે અને અર્થની દૃષ્ટિએ અધૂરા અને અપૂર્ણ છે, તેમાં તમારા પ્રેમ સંબંધમાં કેવા કેવા સંકેતો જે તમારી સમજ મુજબ રસપ્રદ છે અને મારા અભિપ્રાય મુજબ કદ્રૂપ અને ભૂંડા છે, કરો છો?

તમે એમ સમજો છો કે સ્ત્રીના દિલને વશ કરવાને માટે

બ્યાન કરવાની આ રીત યોગ્ય છે, પણ તમને ખબર ન હોય તો હું જણાવી દઉં છું કે તમારી એ પાખંડ વૃત્તિને હું દિલમાં ને દિલમાં સખ્ત તિરસ્કારૂં છું!

તમારા કાગળોનો મારી પાસે એક ઢગ મોજુદ છે અને મને ડર રહે છે કે એ જ ઉત્સાહ અને શોખ જો થોડા વખત લગી જારી રહ્યો, તો મારા ઘરમાં કેટલીય પેટીઓ આ રદ્દીથી ભરાઈ જશે! કયારેક મારા કરોળીયાના જાળામાં કોઇ વર્તમાનપત્રનો તંત્રી, અથવા છાપખાનાનો માલિક આવીને ફસશે, ત્યારે હું તેને ભલામણ કરીશ કે તે આ પ્રેમ–પત્રોરૂપી જવાહિરોને અવશ્ય પ્રસિદ્ધ કરી દે!

કદાચ ત્યાં સુધીમાં તમે આપઘાત કરી ચૂકયા હશો, એટલે એ આઘાતજનક બનાવ પછી, તમારા નામનોય પ્રચાર કદાચ અઘટિત નહિ ગણાય. તમારા એ ‘સાહિત્ય’થી દુનિયામાં કેવાં આંદોલનો જામશે? વિવેચકો એ પૃષ્ઠો ઉપર કેવી કેવી ટીકા કરશે? તમારી ખાતર હું એ પત્રોનો ઉપોદ્‌ઘાત લખી આપીશ, જો કે એ કાર્ય તો વાસ્તવમાં (અરબસ્તાનના મશહૂર પ્રેમી) ક્યસ બીન આમરીને બંધબેસતું થશે!

તમારી એ ધારણા તદ્દન ગલત છે કે હું તમારા પત્રોને નકામા લેખી લઉં છું. તમને ખાત્રી આપું છું કે જો મારા વંશમાં મારૂં નામ લેનાર કોઇ બાકી રહ્યો–જેની પ્રકટ રીતે તો કોઇ આશા નથી, તો તમારી આ કળાનું બંડલ મારીપાસે વંશપરંપરા અને પેઢી દર પેઢી એક ઐતિહાસિક દસ્તાવેજની માફક સુરક્ષિત રહેશે! હું તમારી અસીમ કૃપાઓની કદર કરી શકતી નથી, એમ સમજીને ભગ્ન–હૃદય ન થજો!

તમે આ પત્રને વાંચતા જશો, અને ખફા થતા જશો, એ

હું જાણું છું. પરંતુ ઇમાનથી કહું છું કે તમારી ફરિયાદના જવાબમાં મેં જે કાંઇ લખ્યું, તેનાથી ઓછું કે વધારે કશું કહી શકતી નથી. કોઇ દિવસે તમે આવશો, તો હું તમને તમારા જેવા બીજાના અનેક પત્રો દેખાડીશ. બિરૂદ, વિનય, શિષ્ટાચાર, દર્શનાતુરતા અને 'વસ્લ' (મિલન) થી લઇને 'તમારાપર પ્રાણ નિછાવર કરનારો', 'નિરાશાવાદી, ભગ્ન હૃદય, શોકાતુર' લગીનાં એ બધાં નુસખાં કાંતો તમારા પત્રોની નકલો છે, કાં તો તમારા પત્રો એ એમની.

કદાચ તમારા આ "વાણી–વિહાર"ના ઉત્તરમાં તમે ઇચ્છો છો કે હું પણ આવી રીતે મારો ઘણો સમય બગાડું પણ તમે જ બતાવો કે હું દુકાનદારી કરૂં, આજીવિકા કમાઉં, રોટી શોધું, મારા ગ્રાહકોની સંખ્યામાં વધારો કરવાની ચિન્તા કરૂં કે બેસી રહીને તમારા સાહિત્ય–શોખ, ટીકાઓ અને કલમના વેગને પ્રશંસાખંડણીઓ અર્પ્યા કરૂં ? મારા પત્રો તમને ચકિત કરી દે છે અને તમે તેની પ્રશંસા કર્યા કરો છો, પણ તમારી પાસે પત્રકારત્વ કેવળ પુરૂષોનો જ ઇજારો હોય એમ લાગે છે !

હું તમને આવા રસિક પત્રો લખતી હોવા છતાં, તમે મારી કૃપાની અલ્પતાની ફરિયાદ કરો છો ? હું તમને મારા દિલ અને દિમાગની આ તસ્વીરો મોકલ્યા કરૂં છું, એ મારી કૃપા શું ઓછી છે ? મારી જીવન–કિતાબ, મારા પ્રેમીઓના માટે સીલબંધ છે, આજ પર્યંત ઘણાય આવ્યા અને ઘણાય ગયા, પ્રેમના દાવા સહિત રડતા રડતા ચાલ્યા ગયા. સોગંદથી કહું છું કે આ કિતાબનું એક પૃષ્ઠ પણ તેમની સમક્ષ ઉઘાડવામાં આવ્યું નથી.

હું તમને ચાહું છું. ઘણું જ થોડું, અલ્પ ચાહું છું... ...એથી તમને ભૂલથાપ આપવા ચાહતી નથી... પરંતુ તમે

જીદે ચઢેલા છો અને કહો છો કે મડદાને કબરમાંથી કાઢી લાવો. હું કહું છું કે રાખના આ ઢગલાને ચૂંથો મા; સંભવિત છે કે કોઈ ચિનગારી નીકળી આવે અને તમારી અંગુલિઓ નાહક દાઝી જવા પામે !

યાદ રાખો, કે આ અપવિત્ર શરીર કેટલાય હજાર પુરૂષો સમક્ષ દિગમ્બર થઇ જાય તે છતાંય આ આત્મા (રૂહ) કોઈની આગળ દિગમ્બર તો ન જ થશે...પરંતુ હા...જો તે શખ્સ આવે, જેને મારા આત્મા (રૂહ) ને દિગમ્બર જોવાનો હક્ક અને શક્તિ હોય, તો આ આત્મા, સાચેજ તેની સમક્ષ નગ્ન થઈ જશે !

તમારો જીવ ગભરાયા કરે, તો સાંજે ચાર વાગ્યાથી જ મારે ઘેર આવી જાવ, અને બેસીને જુઓ કે તમે જેવી રીતે તમારા પ્રેમ-પત્રોમાં, તમારા પ્રેમની કથા બનાવી શણગારી વર્ણવો છો, તેવી રીતે હું પણ તમારા જેવાઓ માટે મારા સૌંદર્યની ઝલકમાં વધારો કરવાની કોશીશો કર્યા કરૂં છું. જુઓ તો ખરા કે પલકોના છેડા કેવી રીતે અણીદાર બનાવવામાં આવે છે, કેશ-લટો કેવી રીતે સજાવવામાં આવે છે, ગાલોને કેવી રીતે રાતા બનાવવામાં આવે છે, નખો કેવી રીતે રંગવામાં આવે છે, ભ્રમરરૂપી તેગને કેવી ધારદાર બનાવવામાં આવે છે, આંખોમાં કેવી રીતે લાલ રેખાઓ પેદા કરવામાં આવે છે......પછી મારી-તમારી સ્પર્ધા થાય, મારી-તમારી કળાનો મુકાબલો થાય ! હું નિત્ય કોઇ નૂતન અદાની શોધ કરૂં અને તમે દરરોજ એક નવી જ ઢબે પ્રશંસાત્મક ગીત ગાવ !

## પત્ર તેરમો

# [૧૩]

કુદરતનાં એ બાળકોએ કહ્યું: "આવો, એક હોડી બનાવીએ." તેમણે એક નાની હોડી બનાવી, સ્નેહથી તેનાં પાટીયાં જોડયાં, પછી તેને પોતાના બગીચાના ખુબસુરત તળાવમાં તરતી મૂકી, જ્યાં વસંત ઋતુનો સૌરભપ્રસારતો વાયુ એ નાની નાવડીને જળની હળવી લહેરો પર ઝૂલો ઝુલાવ્યા કરતો હતો.

એ હોડી ન કાગળની હતી, ન લાકડાની, ન લોખંડની, પરંતુ કાગળથીય વિશેષ નાજુક હતી. તેના બનાવનારા જાણતા ન્હોતા કે આવી હોડીઓ કેટલી નાજુક હોય છે, કદાચ તેઓ એમ સમજ્યા હશે કે એક નાના સરખા બાગનાં, નાના તળાવનાં મોજાં અને તોફાનવિનાના! પાણી માટે હોડીને મજબૂત બનાવવાની આવશ્યકતા નથી. તેઓ વિસરી ગયા કે તળાવની હોડીને પણ કોક દિવસ તોફાની સમુદ્રો અને ઘુઘવાતા સાગરોમાં જવું પડશે! તળાવ પણ સમુદ્ર બની શકે છે......તેઓ સંકટોને ભૂલી ગયા. પરંતુ ભૂલી જવાથી સંકટો કંઇ ઓછાં થઈ જઇ શકતાં નથી!

વર્ષા ઋતુ આવી—એવી આવી કે ચારે બાજુથી નાળાં,

ઝરણાં અને દરિયા ઊભરાઈ આવ્યાં. પુષ્પોની ક્યારીઓને પાણીની ચાદરે આવરી લીધી. જંગલનાં વૃક્ષો, પાણીની પ્રચંડ શક્તિ અને વાયુના અસરકારક તમાચાઓની સ્પર્ધા કરી ન શક્યા. ધરતીનો કોઈ એવો ભાગ બાકી રહ્યો ન હતો કે જેનો પાણીએ કબજો કરી લીધો ન હોય. આજુબાજુનાં ખાડાં–ખાબોચીયાં પણ ઉત્સાહમાં ઊભરાઇને ચાલી નીકળ્યાં અને તેમણે જાણે એક બીજાના હસ્તમાં હસ્ત નાંખી માનવવસ્તીને ઘેરી લીધી. વિશાળ મેદાનો ટાપુમાં ફેરવાઇ ગયાં. પેલી નાની હોડીવાળા તળાવે પણ દરિયાનું રૂપ ધારણ કરી લીધું.

પેલી નાનીશી નાવડી જે વાયુની હળવી થાપડ પણ સહન કરી શકતી ન હતી, તે પ્રલયના બાહુપાશમાં સપડાઇ ગઇ. વાયુ તેને ઠોકરો મારતો મારતો લઈ ચાલ્યો નાશના પડાવ તરફ! જંગલનો કેસરી હરિણીના બેખબર બચ્ચાને મોઢામાં નાંખીને લઇ જાય છે, તેવી જ રીતે આ નાશકારક પ્રલય પોતાનો શિકાર લઇને ચાલવા માંડ્યો......

જ્યાં લગી આ નાની હોડીમાં દમ હતો...અને દમ પણ કેટલો હતો!...ત્યાં લગી તેણે બચવાનો યત્ન કર્યો, પરંતુ કોઇ સહારો ન્હોતો. નાવવાળા અજ્ઞાત હતા, તેમણે કેવા શ્રમથી આ હોડી બનાવી હતી અને કેવી બેપરવાઇથી તેને વિસરી ગયા! તળાવનાં જળ અને વરસાદના વાયુએ જાણે કાવતરૂં કરીને એક બે દિવસ આ ખંડિત લંગરની નાવને આમતેમ ઘસડી અને પછી એક આખેરી ઝટકો આપીને છોડી દીધી!

એક બાજુ કાદવ, જ્યાં દેડકાં બોલી રહ્યાં છે, જીવજંતુઓ ખૂમરાણ મચાવી રહ્યાં છે, વૃક્ષોનાં ખરી પડેલાં પાંદડાં સડી રહ્યાં છે, ત્યાં કેટલાંક જર્જરિત અને ભગ્ન પાટીયાંનો એક ઢગ

ખડકાયેલો છે: કેટલાંક કાદવમાં અને કેટલાંક કાદવની બહાર! પ્રાતઃકાળે ખેડુત એ દુર્ગંધ મારતા ઢગલા પર પગ મૂકી પોતાના ખેતર તરફ જાય છે, પણ એ અજ્ઞાતને શી ખબર, કે આ દુર્ગંધ મારતા ઢગલામાં કોઈ હોડીનાં કેટલાંક પાટીયાં ય પડયાં રહી કોહી રહ્યાં છે!

કોઇ એ બેભાન હોડીવાળાઓને બોલાવે. જો તેઓ ઇચ્છે તો એ પાટીયાંમાં હજીય એટલી શક્તિ બાકી છે કે ફરી વાર હોડી બનાવી શકે છે, તે પૂર્વવત્ મજબૂત તો નહીં બને, પણ કોઈ નાનાશા બગીચાની નહેરમાં હજીય પડેલી રહી શકશે–નહીંતર થોડાક કાળ પછી, એ પાટીયાં પણ ગળાઈ જઇને કોહી જઇને માટીનાં અંશ બની જશે.

એ બેભાનોએ એવી હજારો–લાખો હોડીઓ બનાવી છે, પાણીમાં વહેતી મૂકી છે, તોડી છે, ગર્ક કરી છે અને કાદવમાં ફેંકી દીધી છે! કયાંય કોઇ એવો કુશળ નાવિક છે, જે આ તૂટેલી–ભાંગેલી હોડીઓનાં પાટીયાં જોડી દે, અને આ નાવોના માટે કયાંકથી લંગરો અને સઢો લાવી આપે?

મારા મહેરબાન! આ ઉદાહરણ આપવીતી છે. યૂવાનીનું લોહી જ્યારે ઉષ્ણ હોય છે...... પુરૂષનું લોહી...... ત્યારે આવાં ઉદાહરણ બુદ્ધિમાં ઊતરી શકતાં નથી. આ અગ્નિ જે તમારા કાળજામાં પ્રજ્વલિત છે, આ અગ્નિ–પ્રવાહ જે તમારી રગોમાં નૃત્ય કરી રહ્યો છે, તેની ઉષ્ણતા જરા ઓછી થવા દો, પછી એક સ્ત્રીની આત્મકથા સાંભળી લેજો. હમણાં તો ન તમે વાસ્તવિક અર્થમાં પુરૂષ છો, ન હું તમારા માટે સાચા અર્થમાં સ્ત્રી છું! હમણાં આપણે બન્ને કેવળ હેવાન છીએ: નર અને માદા!

તમે સમજો છો કે તમે મારા આશિક છો; પણ કંઈ પણ

નથી, એક દાઢી-મૂછોવાળા બાળક છો, જે બાળક ધગધગતા અંગારાઓ જોઈને આનંદિત થાય છે અને પુલકિત થઈ તેને હાથમાં ઉપાડી લે છે. ઉપાડી લીધા પછી તેના હાથ ફરફોલાની વેદનાથી વ્યાકુળ થઈને રૂદન કરે છે: "હાય! હું મરૂં છું... ...લયલા પર મરૂં છું..." પછી એ ફરફોલા થોડા દિવસોમાં મટી જાય છે. તે જ હાથ અગ્નિની આગળ પ્રસરવા માંડે છે, પુનઃ નવા અંગારાઓને અડકી લે છે, અને ફરી છાલાઓને તાજા કરી લે છે, પુનઃ સાજો થાય છે, ફરી જખ્મી થાય છે, ફરી ઘાયલ થાય છે!

આ વ્યાકુળ વ્યવહારનું ફળ ઘણું ઓછું મળે છે અને મળે છે તો લાંબા કાળે મળે છે. જો ફળ તમને મળી જાય, તો મારી કને આવજો. હું એક ઉજ્જડ બનેલી જીંદગીની દાસ્તાન છું. તેના સાંભળનારા આ દુનિયામાં ઘણા ઓછા છે.

જે દિવસે એ કથા કહેવા બેસીશ, તે દિવસે કહીશ કે: "મારી જેમ ઘરબારથી બરબાદ થયેલી લાખો નારીઓને ઓ પાજી મર્દ! તારા પ્રેમની જરૂરત નથી, દયાની જરૂરત નથી. ઓ જાલિમ! તેને માત્ર ઈન્સાફની આવશ્યકતા છે!"

## પત્ર ચૌદમો

# [૧૪]

તમે ગઈ કાલે એક રંગીલા યુવકને મારે ત્યાં બેઠેલો જોયો હશે. કેટલાક દિવસો પૂર્વે એ 'ગરીબ' એક ભયંકર રોગના હુમલામાં સપડાયેલો હતો. તે એવા ગુમાનમાં હતો કે હું તેને ચાહું છું. મેં તેના હૃદયમાંથી એ ખ્યાલ નિર્મૂળ થઈ જાય એ માટે ભારે કોશિશ કરી, પરંતુ તે એમ માનતો રહ્યો કે હું તેના ઉપર આસક્ત છું પણ મારી પ્રાકૃતિક લજ્જા અને શરમના કારણે હું તેના પ્રત્યે ખુલ્લી રીતે પ્રેમ પ્રકટ કરી શકતી નથી...

તે કદાચ એવી ઘડીની રાહ જોતો હતો કે જ્યારે હું વ્યાકુળ થઈ, તેનાં કદમો પર મસ્તક મૂકી દઈશ! મારા ચાળાઓ અને અભિનયને તે પ્રેમના માર્મિક સંકેતો સમજતો હતો. તમે જે દિવસે પાર્કમાં મને તેની જોડે જોઈ હતી, તે દિવસથી મારો-તેનો સંબંધ છે.

પહેલી રાત્રિનું મૂલ્ય ભારે લીધું હતું... મોટા મોટા સોદા કરું છું! બિચારા તે આશિક તે રાત્રે ઘણાં નખરાં સહિત મારા શયન-મંદિરમાં આવ્યા, કહો પધાર્યા. તેમનાં નાજ-નખરાં જોઈને હું મારાં નાજ-નખરાંય ભૂલી ગઈ હતી! ગજબ એ હતો કે

એકાન્તમાં જ્યારે તેઓ મારી પાસે બેઠા, ત્યારે તેઓ વારંવાર પોતાના શરીરનું પ્રદર્શન કરવાની કોશિશો કરતા રહ્યા હતા. મારી જોડે "વંઠેલ વર્તન" કરવાને બદલે તેઓ એવું ઇચ્છતા હતા કે હું તેમની જોડે "છકેલ વર્તન" કરૂં. ઘણીવાર લગી તેઓ આસક્તની જેમ ઠસ્સામાં મારા ઓશિકા ઉપર કોણી જમાવી બેસી રહ્યા.

મેં બગાસાં શરુ કર્યાં, તો તેઓ પડખું ફેરવીને બેસી ગયા! અને દર્પણુમાં જોઈ પોતાના વાળો સજાવવા શરૂ કર્યાં! મેં કંટાળીને પડખું ફેરવ્યું, તો તેઓ પોતાના પાયજામાને ઠીક કરવા લાગ્યા! મેં કંઇ ગણુગણાટ શરૂ કર્યો, તો તેઓ પોતાના હાથની સોનેરી ઘડિયાળનો પટો સમો કરવા લાગ્યા! સારાંશ કે મારી ઇંતેજારીની હદ આવી ગઇ, અને તેમને કોઇ પ્રકારે આગળ વધવા પર કટિબદ્ધ કરી ન શકી, તો અંતે કંટાળીને મેં નિર્ણય કરી લીધો કે, હવે જરા એમનું દિમાગ ઠેકાણે લાવ્યે જ છૂટકો!

મારી–તેમની વાતચીત સાંભળો :

હું : તમારો મિજાજ કેવો છે?

તે : જી આભાર, સારો છે.

હું : આપે મને શા માટે યાદ કરી?

તે : એક સ્ત્રીને એક પુરૂષ શા માટે યાદ કરે છે?

હું : તમે જ બતાવો ને?

તે : હું શું બતાવું? તમે પોતે જ સમજી જાવ.

હું : સ્પષ્ટ કહો, મતલબ શી છે?

તે : મતલબ? મતલબ તો તે જ છે, જે પ્રત્યેક પુરૂષની સ્ત્રી જોડે હોય છે.

હું : એટલે ?

તે : હું કેવી રીતે સમજાવું ?

હું : કંઈ તો કહો.

તે : હેં......હેં......

હું : એમ કેમ કહેતા નથી કે તમે ચૂકવેલા મૂલ્યનો મારી પાસેથી બદલો માંગો છો ?

તે : બરાબર છે. હું તમને ચાહું છું. ઘણા વખતથી હું તમારી ઉપર મરૂં છું.

હું : ચાહવા અને મરવાની વાતને સામેના ગોખમાં મૂકી દો. તમે પૈસા આપ્યા છે. મારી પાસેથી કિંમત વસુલ કરી લો !

તે : ( ચકિત થઇને ) શું કહ્યું ? હું તો તમારી મુહબ્બત માંગું છું.

હું : જનાબે આલી ! પ્રેમ ખરીદી શકાતો નથી...... વેચાયા કરતો નથી !

તે : ત્યારે શું મારા પ્રત્યે તમને ઘૃણા છે ?

હું : તમારા પ્રત્યે ઘૃણા હશે ખરી. પણ તમારા પૈસાથી તો ઘૃણા નથી જ.

તે : પણ હું તો તમને ચાહું છું. મારાં થઇ જાવ.

હું : આ વ્યર્થ વાત છે ! જનાબ ! તમે મારૂં શરીર આજની રાત્રિ સારૂં ખરીદ્યું છે તે હાજર છે. તમે આ બિછાનાની ચાદર બજારથી ખરીદી લાવો, અથવા તમે તમારા આરામના માટે વીજળીનો આ લેમ્પ ખરીદી લાવો અથવા તમારા ઘરની સગડી માટે બજારથી કાલસા મંગાવો, તેવી જ રીતે તમે મારૂં શરીર ખરીદ્યું છે...... સોદો સમજી લ્યો. તમે શું ખરીદ્યું ?

મારા શરીરની સફેદ અને ગુલાબી ચામડી, મારો સુંદર અને અને સૌરભ પ્રસારતો પોશાક, મારી ખુબસુરત આંખોની ચમક, મારી સુંવાળી અંગુલિઓ, મારા કંઠનો રસ, મારૂં તમામ પ્રકટ સૌંદર્ય......બસ......એના સિવાય કંઇ નહિ! તમે પરબીડીયું ખરીદ્યું છે, યાદ રાખો, તમે તે સ્ત્રીને નથી ખરીદી; ન ખરીદી શકો, જે આ શરીરના ભીતરમાં છે...... તમે શરીરને ખરીદી લીધું અને તે બધું કંઇ ખરીદી લીધું, જે શરીરની બહાર છે... ચાલો! હવે સુઇ જાવ!

એ શખ્સ મારી આ વાતચીતને શાન્તિથી સાંભળતો રહ્યો, એવી રીતે કે ન તેણે આંખ ઉઠાવી, ન જીભ ખોલી...... કેટલાક સમય સુધી ખામોશ રહીને તે ઉઠ્યો. પછી કહેવા લાગ્યો: "ક્ષમા કરજો. મારાથી ભૂલ થઇ. હું ગલત સોદો ખરીદવાને આવી ગયો. મને અસલી ઓરત જોઇએ. માત્ર શરીરની જરૂરત નથી." મેં પણ કહ્યું: "અફસોસ છે. હું લાચાર છું."

તેણે ફરી કહ્યું: "તો શું હું ચાહવાવાળી એક વ્યક્તિની હેસિયતે નહીં, પરંતુ કેવળ એક મિત્ર અને ઓળખીતા તરીકે કદિ કદિ તમારી કને આવી શકું છું? આ રાત્રિ કરતાં હવે પછીની મુલાકાતો મારા માટે વધારે રસપ્રદ હશે... આજ્ઞા છે?..."

આમ મારી અને મુમતાઝની મિત્રાચારીનો આરંભ થયો. અમારી આ દોસ્તી, ઇશ્ક અને મુહબ્બતની વ્યાકુળતાઓથી પવિત્ર છે. તે આવે છે. કલાકો લગી મારા બિછાના ઉપર પડયો રહે છે, મારી જીંદગીની દાસ્તાનનો એક ભાગ તેણે મારી જીભથી સાંભળી લીધો છે...... તમે એક શબ્દ વટિક આજ લગી સાંભળી શકયા નથી! અને કદાચ સાંભળી પણ ન શકશો.

મુશ્કેલ એ છે, કે તમે મારા મિત્ર અને સહચર નથી...... કેવળ બદનામપ્રેમી છો !

મુમતાઝ કદિ કદિ આવે છે, પોતાનો કોઇ દિલચસ્પ કિસ્સો સંભળાવી જાય છે. મારા જીવનનો કોઇ હાસ્યજનક બનાવ સાંભળીને, કલાક બે કલાક હસતો રહે છે. વાંકી અદાઓ, જે તેણે પ્રથમ રાત્રિએ મને દેખાડી હતી, તેનો હવે પત્તોય નથી. ન તે સૌંદર્યનો દાવો કરે છે, ન પોતાનાં વસ્ત્રોનું પ્રદર્શન કરે છે. મારા જેવી ધંધાદારી સ્ત્રીને માટે એ એક નૂતન પ્રકારની અને ઘણી પવિત્ર મોજ છે, જેની તાજગી આજકાલ મારી દિલચસ્પીનું નિમિત્ત છે...... તમારા પ્રેમથી વિશેષ !

## પત્ર પંદરમો

# [૧૫]

અરણ્યવિહોણાં મજનૂં! આ વિશેષણોથી ખફા તો નથી થતા ને? મુલ્કવિનાના નવાબ તો સાંભળ્યા અને જોયા છે. તમે રણવિનાના મજનૂં છો, જેવી રીતે હું મેહમિલવિનાની લયલા છું.

તમે નગરના મજનૂં! હું વસ્તીની લયલા! જાવ! તમે તમારૂં રણ શોધો, હું મારો પડાવ તલાશ કરૂં. આપણે કોઈ દિવસે ફરી એક માર્ગ ઉપર આવી જઈશું.

હું જ્યારે તમારા બાહુમાં હોઉં છું, વાતો કરૂં છું, હસું છું, તમારી વાતો ઉપર અટ્ટહાસ્ય કરૂં છું, ચૂંટીઓ ભરૂં છું, કદિ સ્નેહના આવેશમાં તમારા નરમ અને ચમકદાર વાળો ઉપર હાથ ફેરવું છું, ત્યારે તમે સમજો છો કે તે વેળા મારૂં દિલ અને દિમાગ તમારી કને નથી હોતાં?

એક નાનું બાળક ગ્રામોફોનની થાળીને ફરતી અને સોઇને તે પર ચાલતી જુએ છે, અને નથી જાણતો કે અવાજ ક્યાંથી

આવે છે; તેવી રીતે તમે મારી થાળીને ફરતી જુઓ છો, પીનને બરાબર ચાલતી જુઓ છો, મારા શરીરની ઉષ્ણુતાને પ્રતીત કરો છો, પરંતુ દિલની ગ્લાનિને જોઇ નથી શકતા; અંદર જે યંત્ર કળોને ચલાવે છે, તેનાથી તદ્દન બેખબર છો.

માંસ અને ચર્મનો એક ઢગ, જે પ્રત્યક્ષ રીતે અત્યંત રૂપવાન છે, અને જેને તમે તમારા પ્રેમની પરિભાષામાં ફૂલદાની કહ્યા કરો છો, તે તમારી બગલમાં ખડકાયેલો હોય છે, પરંતુ તેના ભીતરમાં એક કળ ચાલતી હોય છે, તેનાથી તમે હંમેશાં અજ્ઞાત રહ્યા છો અને હંમેશા અજ્ઞાત જ રહેશો.

બુદ્ધિની આ જરા શી પૂંજીપર તમે સ્ત્રીને મૂર્ખ કહો છો? મૂર્ખ એટલા માટે કહો છો કે હું સૌંદર્યની દુકાન માંડીને ઉઘાડે છોગે બેસું છું? એટલા માટે કે હું બન્ને ટંક સારૂં ખાઉં અને સારૂં પહેરૂં છું? અથવા એટલા માટે કે ઇશ્વરે મને સૌંદર્યદર્શી બનાવી, અને દુનિયાદારોએ મને પ્રકૃતિના બાહુપાશમાંથી કાઢીને આ ગંદકીમાં નાંખી દીધી? શું આ જીંદગી જેના પર દુનિયાના વાનપ્રસ્થો અને પરહેજગારો ભવાં તથા નાક ચઢાવે છે, તે મેં પંડે મારા માટે ખોળી કાઢી છે? શું આજિવિકાનું આ સાધન, જેને ઘણી જ ઘૃણાત્મક રીતે હરામ કહેવામાં આવે છે, તે મારી પસંદગી છે?

આ રૂપ વેચવાની દુકાન કોણે ઉઘાડી? મેં? આ દુકાનપર આવનારા ગ્રાહક કોણ છે? કોના દમથી આ બધો કારોબાર ચાલે છે? મારૂં ચાલે તો આ પાઘડીવાળાઓ, જે મસ્જિદોની કમાનો અને વ્યાસપીઠોની શોભા છે, તેમને મસ્જિદોના ઓરડાઓમાંથી ખેંચી ખેંચીને બહાર કાઢું, અને કહું કે આવો, થોડા દિવસ આ ગુનેહગારની પાસે રહો; મુફતની રોટલીઓ ખાવામાંથી અને

ચાર ચાર નિકાહ કરવામાંથી ફુરસદ મળતી હોય તો આ દીન, કે જેનું અંતઃકરણ હજીય જનાબના અંતઃકરણથી વધારે સ્વચ્છ અને પવિત્ર છે, તેના અંધકારપૂર્ણ ગૃહને પ્રકાશિત કરો.

નીતિ અને પવિત્રતાની કસોટી પણ કેટલી વિચિત્ર છે? આજે ઇન્સાનની ધાર્મિકતા અને ભક્તિપ્રિયતાનું માપ તેની દાઢી, તેની શિખા, તેના પહેરવેશ અને મંદિર–મસ્જિદમાં તેની હાજરીથી કઢાય છે! પરંતુ માનવી આ કસોટીમાં સફળ થવા છતાં ક્યાં પાપી નથી હોતો? ક્યાં તે વ્યભિચારી નથી બનતો?

પણ હું દાવાસહિત બાપોકાર કહું છું કે હું પતિતા હોવા છતાં એ લોકોની સ્પર્ધામાં હજીય વધુ પવિત્ર છું. આ નાપાક અને તિરસ્કારપાત્ર જીવન હજીય ધર્મશ્રદ્ધાળુ દુનિયાપરસ્તો કરતાં વિશેષ પવિત્ર અને પૂજનીય છે!

હું પતિતા છું, અને કહું છું કે પતિતા છું. હું ખોટો સિક્કો છું અને સહુ કોઇ જાણે છે કે ખોટો સિક્કો છું. હું મારાં વસ્ત્રોને શુદ્ધ જરીનાં નથી કહેતી, હું સાધુતા અને પવિત્રતાનો સ્વાંગ ધરી ધૂર્તતા અને ફરેબ દ્વારા હસ્તમાં માળા લઇને, કે દાઢીમાં અત્તર ચોળીને બીજાઓનાં ગજવામાં હાથ નથી નાખતી; અથવા ન તો શરીયતનું નામ લઇને આમોદ–પ્રમોદ માણું છું કે મારી વાસનાને ઠારૂં છું.

મારો ગુન્હો તો કેવળ એ છે કે હું મારૂં શરીર વેચું છું અને તે પણ એટલા માટે કે આ દુનિયાના મુજીઓએ મને જે હલાલ અન્નથી વંચિત કરી દીધી છે, તેનું કોઈ રીતે હું સંપાદન કરી શકું.

તમે ચકિત થશો મા. મારા પ્રેમીઓની યાદીમાં મસ્જિદોના

અને શિવાલયોના અગ્રણીઓનાં પવિત્ર નામો પણ મોજૂદ છે. તફાવત છે તો કેવળ એટલો જ કે એ પ્રેમ પણ બહુધા શરિયતના ધર્મના લેબાસમાં આવ્યો; અને એવા પ્રકારે આવ્યો કે મહેરબાની અને કૃપા પ્રકટ કરવાની કેટલીક કદરૂપ કોશિશો બાદ નિકાહનો પયગામ લાવ્યો.

મેં જવાબમાં વિનંતિ કરી કે હુઝૂર! હું તમારા જનાનામાં રહી, સતીત્વનું વેચાણ કરવાના બદલે બજારમાં જ મારી બદનામી પસંદ કરું છું. એ નિકાહ મારાં-તમારાં કાળાં કૃત્યોને હળવાં નહિ કરી શકે. એનું કેવળ એટલું જ પરિણામ આવશે કે તમે મારા સતીત્વના વેચાણના ઇજારદાર બની જશો. માશા અલ્લાહ! બબ્બે ત્રણ ત્રણ પત્નીઓ ઘરમાં બેઠી છે, વય પણ હવે સાઠના લગભગ છે, હું ગરીબ લગ્નનાં ભોજન, શાદીની ખારેકો પર ત્રણ ત્રણ ભાગીદારણોની જોડે કેવી રીતે ગુજારો કરીશ?

.........ખફા થઇ ગયા. કહેવડાવી મોકલ્યું કે "ઓ તિરસ્કારપાત્ર છોકરી! તારૂં નિવાસસ્થાન નર્ક છે અને તું નિત્ય તેમાં જ સબડશે!"

આવી અજાયબીઓ જોતી, અનુભવતી હું જીવી રહી છું.

ખચિત, એ પશુ છે ખરો પરંતુ બોલતો, જેનું નામ પુરુષ રાખવામાં આવ્યું છે! કેવા કેવા દાવા કરે છે, કેવા કેવા ફરેબ આપે છે: "અમે બુદ્ધિહીન સ્ત્રીઓના રક્ષણહાર અને નિગેહબાન છીએ." અણસમજુ બકરીઓનું આ ટોળું અને તેના આ મહાબુદ્ધિમાન રક્ષણહાર! પ્રભુ એવા રક્ષણહારોથી બચાવે!

એ કહેવાતા ગોવાળિયાઓના રહમના ઓછાયામાં, આજે મારા જેવી ઘરબારથી બરબાદ થઈ ગયેલી લાખો નારીઓ,

જીંદગીના અંધકારયુક્ત દિવસો અને કાળીકાજળ રાત્રિઓ વ્યતીત કરી રહી છે, અને કેવા કેવા મ્હેંણા સાંભળે છેઃ "સ્ત્રીઓ બેવકૂફ હોય છે, બુદ્ધિહીન હોય છે. કુદરતી રીતે જ પુરુષથી નીચી છે"

આજે હું અટારીમાં ખડી થઇને પોકારૂં છું. ઉઘાડે છોગે પોકારૂં છું કે અમારા તે રક્ષણકર્તા અને નિગેહબાનો ક્યાં છે? .........તેમને મસ્જિદોમાં શોધું કે મંદિરોમાં ?

## પત્ર સોળમો

## [૧૬]

સૂર્યની એક કાન્તિ અને ચંદ્રનું એક કિરણ તમે ચાહો કે તમારી બધી દોલત આપીને ખરીદી લો, તો તે તમે નથી ખરીદી શકતા ! સ્ત્રીના હૃદયનો પ્રકાશ અને ગરમી એનાથી પણ વિશેષ મૂલ્યવાન અને મોંઘાં છે. એ કાં તો મુફત મળે છે, કે કાં તો નથી જ મળતાં.

તમારી ભેટો અને સોગાદો મારા મસ્તક અને આંખો પર. મે તેનો કયારે ઇન્કાર કર્યો, અને કયારે તેને ઘૃણાત્મક દૃષ્ટિએ જોઇ ? પણ વિટમ્બણા એ છે કે તમે ઔષધિ વેચનારની દુકાન પર જવાહિરો ખરીદવા ચાહો છો, જો તમારી આ ઉદારતા કોઇ વસ્તુનું મૂલ્ય છે, તો એ મારા શરીરનું મૂલ્ય છે, એના સિવાય મારી દુકાને બીજો કોઈ માલ વેચાતો નથી.

સ્ત્રીઓને બહુધા પુરુષ કહ્યા કરે છે કે "મારાથી પ્રેમ કરો." જાણે પ્રેમ પણ એક વસ્ત્ર છે, કે આને ઉતારો અને પેલાને પહેરો. ફરી કહે છે કે "તમે પ્રેમ નથી કરતા. તમને મારા માટે પ્રેમ નથી. તો હું તમને પ્રેમ શીખવી દઇશ."

એક દિવસે એક સજ્જને પ્રેમના અંતિમ પ્રકારના જુસ્સામાં આવી જઇ, અનેક નિશ્વાસો નાંખ્યા પછી ફરમાવ્યું. "સારૂં, તમે કહો છો કે હું મુહબ્બત કરી નથી શકતી, તોપછી થોડાક દિવસો બાદ મારા પ્રેમના આવેગનને જોજો, તમારે મારા પ્રેમની કદર બૂઝવી જ પડશે." કેવું સરસ!

મેં કહ્યું: "જનાબ! હું હાજર છું. તમારી ફીદાગીરીની કદર કરૂં છું. મનેય ધીમે ધીમે તમારા માટે પ્રેમ થઇ જાય તેમાં શું આશ્ચર્ય છે?"

ઘણા ખુશ થયા. એક વર્ષ લગી મારો–તેમનો સાથ રહ્યો. લાખો વાર મને પૂછતા હતા કે "કહો, હવે તમે કંઇક કંઇક પ્રેમ કરવા લાગ્યાં?" અંતે તમારી માફક એક દિવસ હું તેમની સાથે પણ ખુલ્લી રીતે બોલવા લાગી. મેં કહ્યું: "જનાબ! મારો પ્રેમ દિનપ્રતિદિન પ્રગતિ કરી રહ્યો છે. પણ એક ભારે વિટમ્બણા નજરે આવે છે. મારા–તમારા ઇશ્કનો ખુદા હાફિઝ!"

ઘણા ગભરાયા: "સાચું કહો, શી વાત છે? શું કોઈ બીજોય છે?" મેં કડવા મુખે કહ્યું: "જી, હા, બીજા તો અડધા ડઝનથી પણ વધારે છે પણ મને હવે તમારા માટે પ્રેમ વધતો જાય છે." કહેવા લાગ્યા: "પછી ઇશ્વરના ખાતર બતાવો કે તે વિટમ્બણા શું છે?"

મેં કહ્યું: "મુશ્કેલી એ છે કે ઉત્તરોત્તર મારો પ્રેમ ઉષ્ણ બનતો જાય છે, અને તમારાં ખીસાં ખાલી થતાં જાય છે. જો એ વધ્યો અને તમારા પૈસા ઘટવા, તોપછી આ ઇશ્કની ભારે ભરખમ ગાડી, કંગાલિયતના કાચા અને ખાડાટેકરાવાળા માર્ગ પર કેવી રીતે ખેંચી શકાશે?"

પ્રથમ તો ચકિત થયા, પછી કંઇક સમજ્યા. માણસ

શરમવાળા હતા, વાત સમજમાં આવી ગઇ. અને ત્યાર પછી મારે ત્યાં કદિ પણ આવ્યા નહીં........

તમે કહો છો કે આ ઓરતના દિલમાં નામની ય દયા અને નામનો ય ન્યાય નથી. મારા મિત્ર ! કોના હૃદયમાં દયા છે ભલા ? રહમ અને ઇન્સાફ એ બજારૂ વસ્તુઓ નથી ? તમે તમારી તરફ જુઓ. તમે જાણો છો કે પ્રકૃતિના નિયમ મુજબ એક સ્ત્રીએ એક પુરુષને ચાહવો જોઈએ, પણ હું તે મુજબ તમને ચાહતી નથી. તે છતાંય તમે મારા સ્ત્રીત્વ ઉપર ધાડપાડો છો, અને તમારાં ધન ઉપર ગર્વ કરો છો.

કાલે મારાથી વિશેષ રૂપાળી સ્ત્રી મળશે, તો તેને કબજે કરશો. પરમ દિને કોઇ ત્રીજી. તમે અચ્છી રીતે જાણો છો કે મારે તમારા જેવા અનેક મિત્રો છે, જેમનાં ઘરમાં પત્નીઓ છે. એ ગૃહિણીઓની કલ્પનાનેય ઘરની દિવાલોના બહાર જવાની આજ્ઞા નથી. એમનાં નાનાં બાળકો છે, જે સાચે જ પિતાનાં હેત અને પ્રેમના હક્કદાર છે. સ્ત્રી પ્રકૃતિની થાપણ છે, જે પુરૂષને સુપ્રત કરવામાં આવે છે, જેથી તે દુનિયાના કારખાનાને કાયમ રાખે.

ગૃહિણીઓ, કે જેમની કલ્પનામાં પણ બીજો પુરૂષ આવવા પામતો નથી, તેઓ શું કલ્પી શકતી નથી કે તેમનો પતિ રાત્રે ઘેર આવવામાં કેમ વાર કરે છે ? અને અર્ધી રાત લગી ક્યાં રહે છે ? મેં ઘણીવાર તે પુરૂષોને કહ્યું છે કે અંતે તમે મને પાષાણ-હૃદયા કહો છો, એ મ્હેણું તમારી જીભે શોભતું નથી, કેમકે એક વરૂ બીજા વરૂના રક્તમય પંજાઓ અને દાંતોપર હાસ્ય કરવાનો હક્ક ધરાવતો નથી, જો ઇન્સાફ અને દયાથી મારૂં દિલ ખાલી છે, તો તમારા હૃદયમાં શું છે ?

જ્યારે કોઇ પ્રેમી પાગલ સાથે આવા પ્રકારની વાતો કરે

છું, તો લજાઇ લજાઇને તે હસે છે અને વાતને ઉડાવી નાંખે છે! જે વધારે અનુભવી હોય છે, તો કહે છે: "હું શું કરૂં? તમારા પ્રેમે મને લાચાર બનાવી દીધો, નહીંતર એમ ન સમજો કે મને મારાં બાળકો અને કુટુમ્બીઓની પરવાહ નથી. પણ આ દિલને શું કરૂં?" વાહ રે દિલ! તેમનું દિલ લાચાર છે કે મારા ઉપર ફિદા થઈ જાય! મારૂં દિલ લાચાર છે કે તે એક, બે અથવા ચાર આશિકોથી સંતોષ નથી પામતું. તે કહે છે કે જેટલા પ્રેમીઓ હોય તેટલા ઓછા છે.

પુરૂષોનો આ તર્ક કદિ મારી સમજમાં નથી આવ્યો, કે પુરૂષનું ખરાબ વર્તન એટલે દરજ્જે તિરસ્કારને પાત્ર નથી, જેટલે દરજ્જે સ્ત્રીનું છે. શા માટે? પુરૂષ શા માટે પોતાના અને સ્ત્રીના માટે, નીતિની જૂદી જૂદી મર્યાદાઓ સ્થાપિત કરે છે? એ પોતાનો બચાવ એવો રજૂ કરે છે કે ધર્મે પુરૂષને ચાર પત્નીઓ કરવાની છૂટ આપી છે, અને સ્ત્રીને એકીવેળા કેવળ એક જ પતિ! હું તો સાફ કહું છું કે નિકાહની એ નિર્બાધિત સંખ્યાને, શરિયતના પરદામાં કેવળ ઐયાશી અને ભોગવૃત્તિ પોષવાનું બહાનું બનાવવામાં આવ્યું છે.

કહેવામાં આવે છે કે પુરૂષના માટે એક સ્ત્રી પૂરતી નથી, કેમકે એક સ્ત્રી મા હોય છે અથવા થનારી હોય છે, ત્યારે અમુક મુદ્દત સુધી તે પુરૂષની ભોગ્યા બની શકતી નથી. હું એક સ્ત્રી છું અને સ્પષ્ટ કહું છું કે કુદરતના ખિલાફ એનાથી વિશેષ નાપાક કૃત્ય બીજું કોઈ નથી.

પુરૂષની એ ભેજાંની બિમારી છે, જેથી તે પોતાના પડખામાં હંમેશ કોઇ સ્ત્રીને પડેલી જોવા માંગે છે; નહીંતર માનવીની એ ઇશ્વરદત્ત ટેવ નથી. ઇશ્વરે પણ એ માટેની માર્યાદાઓ રાખેલી

છે. માફ કરજો, હું પતિતા હોઈશ ખરી, છતાંય એક સ્ત્રી છું અને આવા પ્રકારની વાતોને સ્પષ્ટ રીતે કહી શકતી નથી. આજે મેં જે કંઈ કહ્યું એ પણ ઘણું છે. જૂઠ્ઠો અને ફરેબી છે તે શખ્સ, જે પોતાની બેલગામ અને નિરકૂંશ વાસના પોષવા માટે, એવી દલીલ કરે છે કે એક પુરૂષને એક સ્ત્રી પૂરતી નથી !

એક પામર અને બજારી સ્ત્રીને આત્મપ્રશંસાનો ટોણો ન મારો, તો હું કહું છું કે હમણાં પણ હું તે લોકોથી ચડીયાતી છું જેમની માળાઓના મણકાઓમાં, હૃદયની કાળાશ ઘર કરી ચૂકી છે. હું કેવળ પુરૂષોની વાસનાની પોષક અને મારી રોજીનું નિમિત્ત છું. પંડે વાસનાપોષક નથી, અને કદિ મારા પર એવી ઘડી વીતે છે, તો મારી કને કલમ અને વાણી નથી, કે જેથી એ ઘડીની મારી હાલત તમને બતાવી શકું.

ચારેકોર જોઉં છું, અને હૃદયના ઉંડાણમાંથી કોઈ સ્ત્રી જે આ ક્ષણભંગૂર શરીરથી અલગ છે, તે પોકારે છેઃ "મારો પ્રીતમ કયારે આવશે ?" તમને શી ખબર કે દરેક સ્ત્રીને એવો એક પુરૂષ હોય છે. આ દુનિયામાં જ્યારે તેનો પુરૂષ તેને મળી જાય છે, ત્યારે તે જાણે છે કે સ્વર્ગ દુનિયાનું બીજું નામ છે.

મને ઘણી વેળા લાગે છે કે ઇશ્વર પોતે દુનિયામાં યુગલ નિયુક્ત કરી કરીને મોકલે છે, પણ દુનિયાવાળા પોતાની મૂર્ખ-તાના કારણે એ નિર્માણને એ ખોટાં કરી દે છે, અને સમસ્ત વિશ્વને શોકાલય બનાવી, બેવકૂફોની રીતે પોતાની કિસ્મતને દોષ દે છે.

જ્યારે એક વર્તૂળને ચોરસ પૂરવાર કરવાની કોશિશ કર-વામાં આવે અથવા ચોરસને વર્તૂળ બનાવવાની, જ્યારે સમુદ્રમાં ઉંટ અને રણમાં માછલીઓ ઉછેરવાના યત્ન કરવામાં આવે,

જ્યારે સૃષ્ટિનાં રહસ્યો દૃષ્ટિથી છૂપાં હોય અને ભેજાંમાં ઉચ્ચ મતિના થવાની તાકાત ન હોય, જ્યારે પોતેજ ભૂલ કરે અને ભૂલનાં પરિણામોને તે ભૂલના પરિણામરૂપ માનવામાં ન આવે, જ્યારે જીવનની મર્યાદાઓથી મુખ ફેરવીને, અવળો રાહ અખત્યાર કરવામાં આવે અને પછી નિયુક્ત પડાવે પહોંચવાનો દાવો કરવામાં આવે, અથવા જ્યારે દાવો કરવામાં આવે પરંતુ તેના સમર્થનમાં દલીલો ન મળે, તે વેળા કહે છે: "હાય! કિસ્મત! હાય! નસીબ!!..."

જો નસીબ જ કોઈ વસ્તુ છે, તોપછી માનો કે ઇશ્વરી શાસન જુલ્મી છે, ઇન્સાન લાચાર અને અપંગ છે. ન પાપ કોઇ વસ્તુ છે, ન પૂણ્ય: ન પાપની શિક્ષા, ન સુકૃત્યનો કોઇ પુરસ્કાર: એ બધું કંઈ નથી. મેં પાપમાં જીવન વ્યતીત કર્યું તે મારૂં કિસ્મત, તમે વિલાસ પોષવામાં તમારી દોલત વેડફી તે તમારૂં કિસ્મત!! તમે કહો છો: તમે ફિલસુફી અને માનસ–શાસ્ત્રનો પૂરો અભ્યાસ કરેલો છે, પણ હું તો બિચારી અલ્પજ્ઞ સ્ત્રી છું! તમારી વિદ્યા અને ચતુરાઇ જો કદિક આ ગુંચવાયેલા જીવન–માર્ગની મડાગાંઠ ઉકેલી શકે, તો મને પણ ખબર કરજો!

# પત્ર સત્તરમો

# [૧૭]

તોબા, તોબા, ખુદા અને મઝહબનું નામ વચ્ચે કેમ લાવો છો? મારાં–તમારાં કાળાં કૃત્યોને ઇશ્વર અને ધર્મ સાથે શો સંબંધ?

ખુદા કો ક્યા ગર્ઝ મેરે તુમ્હારે દરમ્યાં ક્યોં હો?

તમે કોઈ મૌલાના અથવા પંડિતજી તો છો જ નહીં, કે તમારો પ્રેમ પણ ધર્મ, ધર્મ–શાસ્ત્ર અને પયગમ્બર–કથનોનો લેબાશ પહેરીને આવે! ધર્મથી અથવા તમે જેને ધર્મ કહો છો તેનાથી મારો સંબંધ કેવળ નામ પૂરતો જ છે. હું ધર્મ અને ઇશ્વરને કંઇક એવા જ જાણું છું. કોઈ બીજા કે ત્રીજા વર્ગના મૌલાના જે કદિ મારે ત્યાં ફસી ગયા છે, તેમનાથી મેં ઇશ્ક શબ્દનો ઉચ્ચાર ગળાની વાસ્તવિક જગ્યાએથી, મોટેથી તેમજ શુદ્ધતા-પૂર્વક ઉચ્ચારાતો સાંભળી લીધો છે!

પરંતુ એ મૌલાનાઓનો પ્રેમ ઘણા ખરાબ પ્રકારનો ઇશ્ક હોય છે. એ લોકો આવે છે તો બહુધા નિકાહનો સંદેશ સાથે લઇને જ આવે છે, એ બિચારા કેવળ એક જ પ્રકારની ઐયાશી

જાણે છે, જે કોઇ ને કોઇ ધાર્મિક પરિભાષાના વર્તુળમાં આવી શકે. ખેર, તેમના "શિવ શિવ" અથવા "નઅઉઝોબિલ્લાહ" સામે તો હું કોઇ ને કોઈ રીતે, મારો બચાવ કરી લઉં છું, પરંતુ તમારી આ ઇશ્કબાઝીમાં, મને ખુદાના નામનો ઉલ્લેખ નથી રૂચતો. દુનિયાનાં કામો દુનિયાનાં જ માટે રહેવા દો. ......આગળ ન જાવ......મને-તમને કોઇને ખબર નથી કે આગળ છે શું ?

અમારા-તમારા ધર્મની હકીકત તો માત્ર એટલી છે, કે જે માત-પિતાનો ધર્મ તે અમારો ધર્મ ! તમે અને હું ધર્મને શું જાણીએ ? તમે માશાઅલ્લાહ, સુશિક્ષિત છો. હું ગરીબ પણ કદિ એક પ્રતિષ્ઠિત ખાનદાનની પુત્રી હતી. એટલું જાણું છું કે પ્રથમ હું કેટલીક ધાર્મિક કિતાબો ભણી હતી. એના પછી મારાં મા-બાપે (જેમના સ્મરણની દીપિકા આજેય આ શ્યામવર્ણા દિલના એક ખૂણામાં પ્રકાશે છે.) મોટી ઉંમરમા-ઇથી મને અરબી, ફારસી અને ઉર્દૂ ભાષાનું શિક્ષણ અપાવ્યું હતું. એ પછી પ્રાથમિક અભ્યાસક્રમનાં પુસ્તકો પૂરાં કર્યાં અને ફારસી-ઉર્દુના સેંકડો ગ્રંથો વાંચી નાંખ્યા.

જો ગ્રંથો વાંચી કાઢ્યાથી અથવા નમાઝ, રોઝા અને હજના કાનૂનો જાણી લેવાથી કોઇ મુસલમાન બની શકે છે, તો હું પણ મુસલમાન છું. મુસલમાનોના મઝહબના જે ઇજારેદારો છે, તેઓ પણ એનાથી વિશેષ કશું જાણતા નથી.

મને જો ગુન્હાની દુનિયામાં હડસેલી દેવામાં આવી ન હોત, તો આજે પણ ઘણી મુફતની રોટીઓ, નિકાહની ખારેકો અને લગ્નનાં પતાસાં ખાનારાઓ કરતાં હું વધારે સુશિક્ષિત હોત. પરંતુ હવે એ બધું વાંચવું-લખવું મારી રૂપ વેચવાની દુકાનને

ચમકાવી રહ્યું છે. જેવી રીતે મોટી મોટી પાઘડીવાળાઓ પોતાની વિદ્યા અને વિદ્વતાનો ઘણે ભાગે પોતાના દુષ્ટ હેતુઓ સિદ્ધ કરવાને માટે ઉપયોગ કરે છે, તેવી જ રીતે હું પણ મારા શિક્ષણનો મારા ધંધાની સફળતા માટે ઉપયોગ કરૂં છું.

જો હું સ્ત્રી જન્મી ન હોત, અને રૂપવેચક હાટમાં આવી ગઇ ન હોત, તો કપટ, ધૂર્તતા અને ભૂલથાપની રમતમાં હું પણ કોઇ મૌલાના હોત, પંડિતજી હોત, પ્રતિષ્ઠિત ગૃહસ્થ હોત. ક્યાંક નમાઝ પઢવાના મુસલ્લા પર કોઇ મસ્જિદના હુજરામાં બેઠી હોત, કોઇક મસ્જિદની વ્યાસપીઠ ઉપર ખડી થઇને ફતવાઓ લખતી હોત, જાહેર મંચ પરથી નિવેદનો પ્રકટ કરતી હોત, જંગી સભાઓના પ્લેટફોર્મ ઉપરથી વ્યાખ્યાનો આપતી હોત, અને મારો સીધો સંબંધ ઇશ્વરી સિંહાસન સાથે હોત !

મારી કમનસીબી એ કે હું સ્ત્રી બનીને, પુરૂષની ભોળવણીમાં આવી ગઈ, અને એના લાયક પણ ન રહી કે "મૌલાના" કે "પંડિતજી" મારા પ્રતિ દષ્ટિ ઉપાડીને પણ જુએ !... આ જીંદગીમાં પ્રભુની કોઇ બખ્શિશ મારા માટે નથી. હું તે "મૌલ્વીયા કે પંડિતીયા સમસ્યા"ની સીમાઓ, જેને ધર્મ કહે છે, તેનાથી તદ્દન પર છું. પછી શા માટે આ કોયડાઓ ઉકેલવા પાછળ મારો સમય નષ્ટ કરૂં ! અને આ કોયડાઓને ઉકેલનાર જ કોણ છે? ક્યાં છે ? તમે ઉકેલી શક્યા ? ઝબ્બા, પાઘડી કે કફનીએ ઉકેલ્યો ? માળા અને જનોઇ ઉકેલી શકી ? "હઝરત" અને "પંડિતજી મહારાજ" ઉકેલી શક્યા ?

બેટો બાપને સમજી ન શકયો, ભાઇ ભાઇને સમજી ન શકયો, બેટી માને ઓળખી ન શકી, કોઈ એક ઇન્સાન કોઈ બીજા ઇન્સાનને સમજી ન શકયો, તમામ પ્રકારના ભાન અને બુદ્ધિ

મોજૂદ હોવા છતાં, સાધારણ સમજની બાબતો પણ સમજમાં ન આવી, તમે મોટા સુશિક્ષિત, મોટા દાની, મોટા જ્ઞાની, વિનય અને સંસ્કારના મહાન ઝંડાધારી છો, તમે એક પામર સ્ત્રીને સમજી ન શક્યા! ......પછી આગળ શા માટે જવું? દરિયાના પાણીમાં ત્યાં લગી જ જાવ, જ્યાં લગી ધરતી તમારા પગો તળે રહે!

મઝહબ મઝહબ, ધર્મ ધર્મ પોકારતા એ બધા લોકો વાસ્તવમાં એક પ્રકારના મૂર્તિપૂજકો છે, એમની મૂર્તિઓ પત્થર, ચાંદી કે સોનાની નથી. કલ્પના અને વહેમ એમનો દેવતા છે, જાતીય વાસના એમનો ઈશ્વર છે. મન્દિર અને શિવાલયના બદલે એમનો દેવતા, એમના દિમાગમાં રહે છે, ઇશ્વરથી વિશેષ એ બધા એ દેવતાના ગુલામ છે.

કોઈ એમને પૂછે કે ધર્મનું જે શિક્ષણ અમારી સમક્ષ રજૂ કરવામાં આવે છે, એ શિક્ષણે અમારી અક્કલ અને બુદ્ધિના કેટલા પરદા ઉંચક્યા? અમારી વિદ્યા અને જ્ઞાનમાં કેટલો વધારો કર્યો?

હજારો લાખો વર્ષો વ્યતીત થઇ ગયાં, અને તે શ્યામ પરદાનો એક ખૂણો પણ ઉંચકી ન શકાયો, જે સૃષ્ટિના અસ્તિત્વ ઉપર પડેલો છે. ધર્મશ્રદ્ધાળુઓ એક તરફ લાચાર છે અને સુશિક્ષિત જનો તથા વૈજ્ઞાનિકો બીજી તરફ શાન્ત છે. કેટલાકો પોપટની માફક કૃત્રિમ સિદ્ધાન્તોને રટ્યે જાય છે!

મઝહબનો જે દેવતા જૂદી જૂદી કોમોએ ઘડી રાખ્યો છે, તે ભારે ખોફનાક વસ્તુ છે! હું તેનાથી બેજાર છું. એ દેવતાના પૂજારીઓએ આ વિશ્વમાં એટલે દરજ્જે ફિસાદ બરપા કર્યા, એટલે દરજ્જે રક્તપાત કર્યો, કે તેની કોઈ હદ કે સીમા નથી.

આજે એક સિદ્ધાન્ત સ્થાપિત થાય છે અને કાલે તૂટી જાય છે. દુનિયાની અને અમારી જીંદગીની બસ તરકીબ એ જ છે, કે બગડયા જાવ, બન્યા જાવ, બન્યા જાવ, બગડયા જાવ!

એક કોયડાને ઉકેલવાનો યત્ન કરો અને વીસ ગૂંચવણો ઊભી કરી દો. ફિલ્સૂફની ફિલ્સૂફી. જ્ઞાનીનું જ્ઞાન, તર્કશાસ્ત્રીનો તર્ક, ઓલિયાની વિલાયત, સુફીનો તસવ્વુફ: એ બધી ભગ્ન નૌકાઓ છે. જે જીવનના કિનારા-વિહોણા સાગરમાં કદિ ડૂબે છે, કદિ ઊછળે છે, કદી તરે છે! અમે-તમે પણ લાખો કરોડો ગર્ક થયલા જહાજોના એ ભાંગેલા પાટીઆ છીએ, જે સાગરની સપાટી ઉપર વહેતા ચાલ્યા જાય છે!

આ તો તમારી-અમારી સૃષ્ટિ છે, પછી તેમાં ઇશ્ક છે, આશિકી છે, પ્રેમના દાવા છે, સ્નેહના તડાકા છે, વિયોગની શીકાયતો છે, મિલનની ઇચ્છાઓ છે, પ્રિયતમાની બેપરવાહીઓ છે. મજનૂંની લયલા છે અને લયલાનો મજનૂં છે......અને તેમાંથી એક તમે પણ છો!

# પત્ર અઢારમો

# [૧૮]

કાલે જ્યારે તમારો કૃપાપત્ર મળ્યો, ત્યારે સ્વપ્નસૃષ્ટિમાંથી જાગૃત થઇ, દુકાનદારીની તૈયારીઓ કરી રહી હતી, દર્પણ મારી સામે મૂકેલું હતું. અત્તરદાની મંગાવી રહી હતી. અને તમારા હરિફ કાળા શેઠ તરફથી ગઇ કાલે જ ભેટ મળેલી નવી સાડી પરિધાન કરવાની તૈયારીમાં હતી, જેથી તે પહેરીને શેઠજીની કદરદાનીનું પ્રદર્શન કરી શકું !

એવા વિચારમાં હતી કે કોઇ મૂર્ખ આવી ચઢે, તો મોટર મંગાવી જાહેર બાગના બેચાર ચક્કર મારૂં. નવી સાડી પહેરીને જો મોટરમાં હવા ખાવા જવામાં ન આવે, તો સાડીના વાસ્તવિક ઉદ્દેશો નિષ્ફળ જાય છે ! અમારા લોકોનો દીપક જો પલ્લવની ઓથ તળે મૂકવામાં આવે તો, ફરી કારોબાર શી રીતે ચાલે ? જેવી રીતે નાટક–સિનેમાનાં વિજ્ઞાપનો ભાડેની ગાડીઓ પરથી વહેંચાય છે, અથવા જેવી રીતે પંજાબના એક મશહૂર (?) "ડૉક્ટર, હકીમ, તબીબ અને વૈદ્ય" પોતાની ગાડી પર પોતાનું નામ અને સરનામું મોટા અક્ષરોએ લખાવી, મોટાં મોટાં શહેરોમાં ફર્યા કરતા હતા. તેવી જ રીતે અમારા સૌંદર્યના સાઇનબોર્ડ માટે પણ આજ કાલ મોટર અને પબ્લિક પાર્કની ઘણી જરૂરત છે ! પ્રતિ દિન જો સાડી બદલવામાં ન આવે તો એક જ પુરાણા સાઇન બોર્ડને જોતાં જોતાં ગ્રાહકો કંટાળી જવાનો ભય રહે છે !.........

હું કલ્પનાની આ દુનિયામાં તલ્લીન હતી, અને તમારા પત્ર દ્વારા મને જાણ થઈ કે તમે આપઘાત કરવા ઇચ્છો છો! અને તમારો એ વિચાર આજે જ રાતના અમલમાં મૂકનાર છો! સનસનાટીભરી આ ખબર વાંચીને હસી તો ન શકી, પરંતુ દયા અને ઘૃણાથી મિશ્રિત એક મંદ સ્મિત મારા હોઠ પર ઉદ્ભવ્યું, જેને ઘણી વાર સુધી દર્પણમાં હું જોતી રહી. મેં મારા મંદ સ્મિતના ઘણા પ્રકારો મુકરર કરી લીધા છે......દરેક પ્રસંગ અને દરેક વાતાવરણ માટે, મારા સૌંદર્યના શસ્ત્ર-ભંડારમાં એક ખાસ સ્મિત નિયુક્ત છે. તમારા આ દિલચસ્પ ઇરાદાની ખબર જાણીને જે સ્મિત મારા હોઠ ઉપર પ્રકટ થયું, તેનો પ્રકાર બિલકુલ તેવો જ હતો, જેવો પાગલખાનાના વ્યવસ્થાપકના સ્મિતનો હોય છે; તે પોતાના તાબાના ગાંડાઓના ચાળાઓને દિવસમાં હજારો વાર જુએ છે!

તમે ખરેખર તમારા એ નિશ્ચયનો અમલ કરશો એવો ભય તો મને નથી જ: પણ મને અફસોસ એ છે કે હું આજની રાતે તમારા એ ઇરાદામાં તમને કંઇ મદદ કરી શકતી નથી. ન સેવા-સુશ્રુષા માટે આવી શકીશ, ન મૈયતપર! કારણ એ છે કે શેઠજીએ અર્પણ કરેલી સાડી પહેરીને, આજે તો શેઠજીનું મસ્તક મારી જંઘાઓ ઉપર મૂકવાનું છે!

મને તમારા આપઘાતના નિશ્ચયે જરાય તાજૂબ નથી કરી. હજારો વાર આ ક્ષણભંગુર દુનિયામાંથી કૂચ કરવાનો તમે નિશ્ચય કરશો, અને હજારો વાર મારા મિલનની આશા તમારા એ નિશ્ચયને બંધ કરી દેશે એ હું જાણું છું.

રોગ-ચિકિત્સક દરેક રોગના દરજ્જાઓથી ખુબ વાકેફ હોય છે. જો વાકેફ ન હોય તો તે રોગ-ચિકિત્સામાં નિષ્ણાત જ

નથી.....તે જાણે છે કે નજલો, સળેખમ અને માથાના દર્દ પછી હૃદયનાં દર્દ અને ન્યુમોનીયા સુધી, કેટલા દરજ્જા હોય છે. એવી જ રીતે હું પણ જાણું છું કે પ્રથમ તારા–મૈત્રક પછી મારા પ્રેમીઓ પૈકીના અમુક પ્રેમીઓને, ઉચ્ચ દરજ્જો પ્રાપ્ત કરવા માટે કેટલાય પડાવો પસાર કરવા પડે છે, તે એટલે લગી કે તેઓ આપઘાતની ધમકી સુધી પહોંચે છે!

ઇશ્વરે તમને લક્ષ્મી આપી છે, બુદ્ધિ નથી આપી! ખરૂં એ છે કે ઇશ્વરે બધાને બરાબર જ હિસ્સા આપ્યા છે, પરંતુ તેની બખ્શિશોના પ્રકારો જૂદા જૂદા છે. દાખલા તરીકે એક લક્ષ્મીવાનને લક્ષ્મી આપીને, બુદ્ધિથી વંચિત રાખ્યો, પરંતુ એક મુફલીસને દોલતથી વંચિત કરીને અક્કલ અર્પી છે. દરેક અલ્પતાને તેણે પોતાની બખ્શિશથી, કોઇ ને કોઇ પ્રકારે પૂર્ણ કરી દીધી. બુદ્ધિ ન આપી તો ઇમાન આપ્યું. ઇમાન જો વધારે આપ્યું, તો બુદ્ધિ ઓછી કરી દીધી. અક્કલ જો વધારે આપી તો ઇમાન ગુમ કરી દીધું. ઇશ્વરે દરેક ચીજનું વજન બરાબર સમાન રાખ્યું!

ફરક કેવળ પ્રકારનો છે. તમે દોલત રાખો છો, અક્કલ અને ઈમાન નથી રાખતા. હું સતીત્વ અને માનવ–વંશ–વર્ધક વેલથી વંચિત છું, પરંતુ અક્કલ અને ઈમાન ધરાવું છું. આપણાં બન્નેનું મૂલ્ય સમાન છે. મારી બુદ્ધિનો એ હક્ક છે કે તમારી દોલત પર હાસ્ય ઉડાવે, અને તમારી દોલત હક્ક રાખે છે કે મારી અસ્મતફરોશીની દુકાન ઉપર મસ્તક ઝુકાવે!

આ ફીલસુફીને તમે સમજી લો તો તમારી ઘણી મુશ્કેલીઓ સરળ થઇ જાય. પછી આ ઇશ્ક અને આશિકી, જે મારા તમારા વચ્ચે એક હંગામા સમાન છે, તેમાં આપઘાતનો કોઇ

પ્રશ્ન જ નહિ ઉદ્‌ભવે. જે કંઇ તમારા હિસ્સામાં આવ્યું, તે ઉપર તમે સંતોષ કરો. જે કંઇ ઇશ્વરે મને આપ્યું છે, તે ઉપર હું સબર કરૂં.

તમે કહ્યા કરો છો કે એક સ્ત્રી થઇને હું કેવી કેવી વાતો બોલું છું! હું કહું છું કે સ્ત્રીને વાતો બોલવાનું તો પુરૂષે શીખવ્યું. તમારી બેવકુફીઓએ મારી બુદ્ધિને સતેજ કરી, અને તમારી મકકારીઓએ મને ચાલાક બનાવી. હરણું ત્યાં લગી જંગલમાં નાસવાનું અને કૂદવાનું ન શીખ્યું, જ્યાં લગી વ્યાધે તેના ઉપર હુમલો ન કર્યો. પુરૂષની હેવાનિયતે સ્ત્રી ઉપર આક્રમણ કરવાં શરૂ કર્યાં, તો તે ચકલીઓ ગીચ ઝાડીઓમાં સંતાઇને મોટાં મોટાં હિંસક પક્ષીઓને ભૂલથાપ આપવાનું શીખી. તમે રંગ બદલી બદલીને અમને થાપ આપો છો, અને અમે રંગ બદલી બદલીને તમને બેવકૂફ બનાવીએ છીએ! ચીડાવ છો કેમ? જેવું વાવો છો, તેવું જ લણો છો! અને આ વિશ્વમાં થવું પણ એમજ જોઇએ!

# પત્ર ઓગણીસમો

# [૧૯]

ઘણો ઘણો આભાર! તમારા તરફથી લગ્નનું કહેણ આવ્યા બદલ અભિનંદન!

તમને ખબર નથી કે મારાં લગ્ન તો થઇ ચૂક્યાં છે. સ્ત્રીનાં લગ્ન તેની વયમાં એક જ વાર થાય છે, પછી જોઇએ તો તે પુરૂષના બાહુપાશમાં હજારોવાર લજ્જા-વિહોણી થતી રહે! લગ્ન સંબંધી પુરૂષની કલ્પના ઘણે ભાગે શારીરિક અને ભૌતિક હોય છે. તમે લોકો જ્યારે નિકાહનો ખુત્બો (ધાર્મિક સૂત્રો) સાંભળો છો, ત્યારે વિચારો છો, કે એક યુવતીના ખુબસુરત શરીરના, તેની યુવાની અને જોબનના તમે સ્વામી બનનાર છો; પછી એ યુવતીના શરીરની બધીય રસિકતા, લલિતતા અને કોમળતા તમારાં ચરણોમાં ઠલવાનાર છે!

પણ સ્ત્રીનું આંતરિક અસ્તિત્વ જ્યારે પુરૂષની પ્રતીક્ષા કરે છે, ત્યારે તે પુરૂષ સહરહુ સ્ત્રીના માટે જાણે ઇશ્વરનો 'રિજન્ટ' હોય છે. ન તો તેના પૂર્વે કોઇ તેનો હતો, ન તો તેના પછી કોઈ તેનો હશે, પરંતુ પુરુષ જ્યારે પહેલી રાત્રિએ

સ્ત્રીના સમીપ આવે છે, ત્યારે કદાચ તે અન્ય સ્ત્રીઓથી પોતાની જાતીય વાસનાને સંતોષી ચૂકેલો હોય છે!

સ્ત્રી, જ્યારે પહેલી રાત્રિએ પોતાના પતિના બાહુપાશમાં આવે છે, ત્યારે તે એક નવી જ દુનિયામાં કદમ મૂકે છે, એક નવી જ ભૂમિમાં પગ માંડે છે અને તેને એ ભૂમિની સીમા–મર્યાદાની કશી ગતાગમ નથી હોતી.

સ્ત્રી કેવળ સ્નેહ કરવાનું જાણે છે, જેનો સંબંધ શરીર અને હેવાનિયતથી ઘણો અલ્પ હોય છે. સમાજ અને ધર્મ જેના ઇજારદાર માત્ર પુરુષો જ છે, એણે સ્ત્રીને એટલે દરજ્જે ઘેરી લીધી છે કે નિકાહ સ્ત્રીની અંતિમ શિકસ્ત અને પુરૂષનો વિજય બની જાય છે. અલ્લાહ અને અલ્લાહના પયગમ્બરના નામ પર સ્ત્રીને પુરૂષની મિલ્કત બનાવી દેવામાં આવે છે.

તમારી દોલત મારા ઉપર વરસતાં થાકી ગઇ, પરંતુ તમારો મારી પર તે માલિકી–હક્ક હાંસલ થઇ ન શક્યો, જે તમે સમજતા હતા કે તમને તમારી દોલતના બળ પર મળી શકશે. એટલા માટે હવે અલ્લાહ અને અલ્લાહના પયગમ્બરનું નામ વચમાં લાવી, તમે મારી પાસે ગુલામી ખત લખાવવા ચાહો છો!

તમારા નિકાહના સંદેશનો આ અર્થ છે!......શિયાળની માફક ધૂર્ત, બિલાડીની માફક ખધો, વાઘની માફક વિકરાળ... પુરૂષ નિકાહનો મને પયગામ આપે છે! શરીયત મુજબના સંસારી જીવનનું આમંત્રણ આપે છે!

એમ તો તમારો કોઇ ને કોઇ ભાઈ દર રાતે મારી જોડે એક પ્રકારનો નિકાહ કરે છે, પરંતુ જ્યારે પ્રતિ રાત્રિએ થતા

મારા નિકાહોની પરંપરા શરૂ થઈ ન હતી...જ્યારે હું ઇન્સાન હતી...આજથી વર્ષો પૂર્વે...હું તો ત્યારથી જ પત્ની થઈ ચૂકી હતી. તે નિકાહ કોઈ મૌલાના અથવા કાઝીએ પઢાવ્યો ન હતો, કોઈની પણ સહાય વિના પઢી ચૂકાયો હતો. ખુત્બો ન હતો, ખારેકો ન હતી, વકીલ સાક્ષી ન હતા, જાનૈયા ન હતા, મહેરનો પ્રશ્ન ન હતો, દાયજાની કડાકૂટ ન હતી...કંઈએ ન હતું, પ્રેમની એક દૃષ્ટિ હતી! એ જ મારો નિકાહ હતો! સ્વીકાર અને સંમતિ હતાં, અને એ પ્રતિજ્ઞાપત્ર ઉપર સ્નેહની મહોર હતી!

મારા તરફથી :અતિ પવિત્ર અને સાચી મુહબ્બત અને તેના તરફથી—તે બહાના કાઢનાર, વચનભંગી બેવફા તરફથી... જૂઠી અને ફરેબી મુહબ્બત! કદિ પ્રથમ તમને કહી ચૂકી છું કે તે મારી પહેલી અને છેલ્લી મુહબ્બત હતી. મને તે થોડાક જ દિવસો પછી પોતાના દિલમાંથી કાઢીને બજારમાં ફેંકી ગયો, પરંતુ હું કમભાગી જે હાલ પ્રતિ રાત્રિએ કોઈને કોઈના બિછાનાનું આરામ હોઉં છું, તે હજી મને કુમારી સમજી બેઠી છું.

તમે જાણો છો? તે સ્ત્રીની શી દશા થાય છે, જે પ્રેમ કરે છે? ખુદાની પનાહ! તે નથી જાણતી કે શું બની જશે, શું બની જશે, શું થઈ જશે? તે પોતાના પ્રેમથી ચકિત અને લાચાર થઈ, પુરૂષ પ્રતિ જુએ છે અને તેના સંકેતની પ્રતીક્ષા કરે છે. પુરૂષ તેને જે કંઈ બનાવવા ચાહે છે તે બની જાય છે. પોતાની કલ્પનામાં અજબ તસવીરો દોરે છે, અને એ તસવીરોની પૂજા કરે છે...... પછી જ્યારે તેના ચોધાર અશ્રુ એ તસવીરોના રંગને ધોઈ નાંખે છે, ત્યારે તે પુરૂષની વાસ્તવિકતાને નગ્ન સ્વરૂપમાં જુએ છે અને હેરાન, બેબાકળી અને અસ્થિર બની જાય છે!

પ્રેમના આ પ્રારંભિક આવેગમાં મારી ગતિ ભારે તેજ

હતી. ઘણા અલ્પ કાળમાં મેં લાંબો પંથ કાપ્યો હતો! કૌમાર-ત્વમાંથી સીધી બજારમાં આવી ગઇ, અને હવે સરીયામ માર્ગપર એવી રીતે ખડી છું કે મારા વ્યાપારનું વિજ્ઞાપન મારા ગળામાં લટકેલું છે, મારા કપોળપર અંકિત છે. દુનિયા ઘૃણા કરે છે, મોઢું વકાસે છે, મારા મુખ પર થુંકે છે, ભિન્ન ભિન્ન રીતે મારૂ અપમાન કરે છે, અને ફરી મનેજ ખરીદે છે. દિવસભર હું ગુન્હેગાર, કાળા કર્મ કરનારી અને વ્યભિચારિણીને પત્થર મારે છે, અને રાતે મારા કદમો પર માથું ઝુકાવે છે!

મને પ્રથમવાર 'બહેકાવનાર' આજે અદાલતના આસને ચઢીને સત્ય અસત્યનો ફેંસલો કરે છે, ન્યાય જોખે છે, ઇન્સાફના ત્રાજવાનાં બન્ને પલ્લાં સરખાં રાખે છે, સજાઓ આપે છે, એક પત્નીત્વનો હિમાયતી છે, સ્ત્રીઓને પતિની તાબેદારી કરવાનો ઉપદેશ કરે છે, પુરૂષોને સ્ત્રીઓ સંબંધી તેમના માલિકી હક્કોનું શિક્ષણ આપે છે, મહેર, ભરણ પોષણ અને તલ્લાકના મુકદમાઓ તોળે છે, ધર્મ રાજાનો બીજો અવતાર છે.........તેના અપૂર્વ ન્યાયની બધે ખ્યાતિ છે!

હું તેના શહેરમાં જઇને સરીયામ માર્ગે એક મકાન પર જઇ બેસવા ઇચ્છું છું કે જેથી તે ઇન્સાફની મૂર્તિ જ્યારે બજા-રમાંથી પસાર થાય ત્યારે હું તેને સંબોધીને કહી શકું કે "ઓ વટેમાર્ગુ! ઓ ઇન્સાફના ઝંડાધારી! જરા મારી તરફ તો માથું ઉઠાવીને જો! આ વેશ્યા પણ ન્યાય ચાહે છે! જરા આંખો મેળવીને તેની સલામ કબુલ કર! અને તેના હૃદયમાં તેં જે પ્રેમને જન્માવ્યો હતો તેને છુંદતો પસાર થઇ જા!

"આ પતિતા જ્યારે સ્ત્રી બની ન્હોતી અને કેવળ નિર્દોષ યુવતી હતી, ત્યારે ઓ ન્યાયના દેવતા! તું તેના વિકાસ પામતા

યૌવનથી રમ્યા કરતો હતો.........કંઈ યાદ છે ? તું આજે મને વેશ્યા કહે છે ? તારી શિક્ષાપોથીમાં શરીરને વેચવું એ એટલો મોટો ગુન્હો છે ? તું જીવનના પ્રત્યેક અંગમાં વ્યાપારમાં, રાજકારણમાં, શિક્ષણની વ્યાસપીઠ પર બેસીને, અદાલતની ખુરસી પર તારો દિમાગ વેચે છે, નીતિ-રીતિ વેચે છે, ઇમાન વેચે છે તો એ બધું પાપ નથી ? અદાલતના ત્રાજવામાં પારકાઓના ગુન્હાઓ જોખનાર ! અક્કલ અને દિમાગને મુઠ્ઠીભર આટાના માટે બજારમાં વેચવાં અને તેના બદલમાં પગારો, એલાવન્સો, ઇનામો અને બોનસો હાંસલ કરવામાં એ જરાય એબપાત્ર નથી ? શું એબ ચંદરોજમાં ખાકમાં મળી જનાર શરીરને લીલામ કરવામાં જ છે ?"

તમે તમારી રૂહ (આત્મા) ચંદ પૈસાના માટે, શેતાનને વેચી દો તો તે બનાવ ઉલ્લેખને પાત્ર નથી, પરંતુ હું મારા શરીરના દામ વસુલ કરૂં તો પાપી ? હું સુગને લાયક પતિતા છું, કારણ કે બજારમાં દુકાન માંડીને બેઠી છું, અને તમે મોટા મહાત્મા છો, એટલા માટે કે તમે તમારા દિમાગ, નીતિ, ઇમાન અને રૂહને વેચો છો !

અસ્મતફરોશ તમે છો કે અમે છીએ ? તમારી માનસિક અને આધ્યાત્મિક શક્તિઓનો વેપાર કરો છો, તમારાં દિવાનખાનાં તમારા ચોક છે, કોલેજોમાં, યુનિવરસીટીઓમાં, સાહિત્ય-સંસ્થાઓમાં, સરકારી નોકરીમાં, વર્તમાનપત્રોની કટારોમાં, હુન્નર અને કળાનાં કારખાનાંમાં દરેક સ્થળે તમારી વિદ્યા અને વિદ્વત્તા બજારના ભાવે વેચાઈ રહી છે.

પછી અમારામાં શો ફરક છે ? અમે શારીરિક દૃષ્ટિએ વ્યભિચારી છીએ, તમે માનસિક રીતે !

...આવી આવી વાતો વિચાર્યાં કરૂં છું. પછી જો કોઈ ચાહવાવાળા આવી જાય છે તો તેમનાથી રમવા માંડું છું. ખરૂં કહું? તમે જે નિકાહનો સંદેશો મને મોકલ્યો છે તે કયા આવેશ તળે છે? સંભવિત...સંભવિત છે કે તમે મને કંઇક પ્રેમ આપી શકો છો, મને સ્નેહથી નવરાવી શકો છો, પરંતુ શું તે ઇજ્જત અને પ્રતિષ્ઠા જે પત્નીની હોવી જોઇએ, જે દરજ્જો પત્નીના માટે ખાસ છે, તે તમે મને આપી શકશો? દુનિયા તમને છૂટ આપશે કે તમે મને ગૃહિણી બનાવીને પત્નીની માફક મારી ઇજ્જત કરો? કલંકના એ તિલકને કેવી રીતે છૂપાવશો, જે મારા કપાળ પર છે?

કોઇ પુરૂષ એમ કહે કે અય ઓરત! હું તારા માટે દુનિયાને ત્યાગી દઇશ, તો એ વાતને હું માનતી નથી. દુનિયા ક્યારે કોને મૂકે છે? હું જો પત્ની બની તમારા ઘરમાં આવીશ તો તમે મને ગંદકીમાંથી કાઢીને પવિત્ર અને નિર્મળ કરી દેશો એ ખરૂં, પણ મારી ગંદકી તમને વિંટળાઇ જશે, અને રસ્તે ચાલનારા તમારી ભીંતોના પડછાયાઓથી બચીને માર્ગ કાપ્યા કરશે એ વાતનો તમે વિચાર કર્યો છે? વટેમાર્ગુઓ કહેશેઃ "આ મકાનમાં એક નાપાક સ્ત્રી રહે છે. જો જો, એનો પડછાયો આપણને પણ નાપાક ન કરી દે!" મોટા મોટા 'સજ્જનો' પોતાની પત્નીઓ અને દીકરીઓને કહેશેઃ "એ ઘરની સ્ત્રી મળવાને લાયક નથી. એ તરફ જશો મા."

તમારા ઘરમાં હું એક કોઢી અને રક્તપિત્તિયાની માફક સમસ્ત વિશ્વથી અલગ એક કેદી બનીશ. તમે ક્યાં લગી આ બહિષ્કારને બરદાસ્ત કરી લેશો? કેવળ ઐયાશીના આશયથી તમે મારે ઘેર આવો અથવા મને તમારે ઘેર તેડો તો ઇશ્વરથી ડરી ચાલનારી દુનિયા તમારા ઉપર આક્ષેપ નહિ કરે. સહુ કહેશેઃ

" હજી એ જીવતી છે. પ્રભુએ એને દોલત આપી છે, ઐયાશી કરે છે, કરી લેવા દો, બીજા બધા પણ શું કરે છે!"

પરંતુ હું તમારા ઘરમાં પત્ની બનીને બેસીશ તો એ લોકોજ, તમારી વિલાસિતાના કાયદેસરપણા બદલ ફતવો આપનારાઓ નાક–ભવાં સંકોરીને કહેશેઃ " એ છોકરો કેટલો નાલાયક અને બદમાશ નીકળ્યો, કુટુમ્બનું નામ બોળ્યું. તોબા, તોબા."

પછી તમે કોની કોની સાથે વિવાદમાં ઉતરશો, કોને કોને સમજાવશો કે તમે જીવનની એક ડૂબી જતી નાવને બચાવી છે, તમે એક નાસૂરપર મલમ ચોપડી છે, તમે બદીના વિરૂદ્ધ નેકીનું યુદ્ધ કર્યું છે?

પ્રેમના આવેગમાં દુનિયાને વિસરી જાવ મા. ખુદા તો પોતાના બંદાઓને એક જ વાર મારે છે, પરંતુ દુનિયાવાળા પોતાના અપરાધીઓની દિવસમાં હજાર હજાર વાર, ભિન્ન ભિન્ન રીતે કત્લ કરે છે, અને મૃત્યુ પછી પણ પીછો મૂકતા નથી!

જ્ઞાતિના મહાજનો કહેશેઃ " એની ચાલચલગત ખરાબ છે." મૌલાના ફરમાવશેઃ " એ બદકાર અને મહાપાપી છે." શેખ સાહેબ તમારૂં નામ સાંભળીને " લાહવલ " પઢશે.

......પછી શું કરશો? મારા દોસ્ત! વ્યભિચાર ભયંકર ગુન્હો છે, પરંતુ કેવળ સ્ત્રીના જ માટે! પુરૂષ વ્યભિચારી હોય તોય નિર્દોષ છે! સ્ત્રી વ્યભિચારણી ન પણ હોય; પરંતુ પારકા પુરૂષોની જોડે જો મિત્રતા ધરાવતી હોય તો તે ગરદન મારવાને પાત્ર......એ પુરૂષનો કાનુન છે!

વ્યભિચારી અને બદકૃત્ય કરનાર પુરૂષ પ્રતિષ્ઠિત ઘરોમાં

શરીર વહુ-દીકરીઓની જોડે કશાય સંકોચ વિના મિત્રતા રાખી શકે છે, પરંતુ એક સ્ત્રી પવિત્ર જીવન ગાળવાની ઇચ્છા ધરાવનારી, પ્રતિષ્ઠિત જનોના દ્વાર પર પણ જઇ શકતી નથી...એ પુરૂષોનો કાનૂન છે!

......વ્યભિચાર, શરાબ અને તેનાથીય ખરાબ ટેવો પુરૂષના માટે એબ કે કલંક નથી, કેવળ સ્ત્રી જ એ માટે ફાંસીને પાત્ર બને છે...એ પુરૂષોનો કાનૂન છે!

સમાજ, પ્રત્યેક બદમાશ પુરૂષની ચાદરના ગંદા ધાબ્બાઓને સરળતાથી દૃષ્ટિ વિહોણાં કરી શકે છે, પરંતુ સ્ત્રીની ચાદરનો પ્રત્યેક તાણો-વાણો, તેમને પાપ અને ધૂર્તતાથી રંગાયેલો દૃષ્ટિગોચર થાય છે.

મોટામાં મોટી જટા રાખી, મોટામાં મોટી પાઘડી બાંધી, લાંબામાં લાંબા ઝભ્ભા પહેરી, તમે તમારા ઓરડામાં પાપ-લીલાઓ કરો, લોકો કહેશે કે પ્રાર્થના કરી રહ્યા છો; તેઓ તમારા હસ્ત ચુમશે, ચરણ સ્પર્શ કરશે, પરંતુ પ્રત્યેક સ્ત્રી, જે તમારા ઘડેલા કાનૂન વિરૂદ્ધ વર્તન કરશે, તે તમારી દૃષ્ટિમાં વેશ્યા ઠરશે!

પુરૂષની આ શરીયતરૂપી તાબેદારીની ચુંગાલમાંથી નીકળી અમે-તમે કયાં જઇ શકીએ છીએ? સારૂં તો એજ છે કે આ પાપથી જ સંતોષ માનો! દરેક રાતે મારી જોડે લગ્ન કરી લ્યો અને પ્રત્યેક સવારે મને તલ્લાક (છુટાછેડા) આપીને તમારા ઘેર ચાલ્યા જાવ......રાત્રિભરના માટે નિકાહ ને દિવસભરના માટે તલ્લાક!

## પત્ર વીસમો

# [૨૦]

પરમ દિવસે મોકલેલો નિકાહનો સંદેશ હજી ભૂલી નથી. હું પુરૂષોને બરાબર ઓળખું છું. તમારી મુહબ્બત કેવી હોય છે? લગ્ન પૂર્વે તમે લોકોને અમારા પ્રત્યે એવો પ્રેમ હોય છે, જેવો કરોળીયાને માખી પ્રત્યે. "આવો! મારા પ્રાણ! મારા રંક ગૃહમાં કદમ મૂકો! આવો! ઓ મારા મોંઘેરાં મહેમાન!" કરોળીયો કહે છે. એ પછી જે કંઇ બને છે તે સૌ કોઇને વિદિત છે.

આ તો લગ્ન પૂર્વેની વાતો છે. લગ્ન થયા પછી પુરૂષને સ્ત્રી જોડે જે પ્રેમ હોય છે, તે પાંજરામાંના પોપટ કે મેનાને તેના માલિક જોડે જેવો હોય છે તેવો હોય છે. માલિક જો ખુશ છે તો પોપટના પાંજરામાં મજેદાર ફળ આવે છે. પછી જો 'સરકાર' ગુસ્સે થયા, મિજાજ ગયો, તો પોપટના પાંજરાને ઠોકર મારવામાં આવે છે!

અમે સ્ત્રીઓ તમારાં ઘરોમાં પાળેલ ખુબસુરત બિલાડીઓ સમાન છીએ, જે માલિકના ઘરમાં આમ તેમ આંટા મારે છે, અને જ્યારે જુએ છે કે માલિક આનંદમાં છે, ત્યારે તેના ખોળામાં ચઢી જાય છે; પરંતુ જો માલિકની નજર બદલાઇ,

મિજાજ ગયો, તો અમને ખોળામાંથી કાઢીને ફેંકી દેવામાં આવે છે. પછી સંતાતી ફરીએ છીએ. અમારી મજાલ નથી કે પતિના સામે આવીએ. ક્યાંક રસોડાના કોક ખુણામાં, કોક અંધારી ઓરડીમાં લપાઈને પડી રહીએ છીએ.

સાચેજ ઘરની ચાર ભીંતો વચ્ચે પત્નીઓ કેવળ ઉંચા વર્ગની દાસીઓ જ હોય છે. 'સરકાર' તેમને જમવા નોતરે છે, સારા સારા પોશાકો અને આભૂષણો ભેટ આપે છે, એ બધી 'સરકાર'ની મહેરબાની છે, કૃપા છે. પત્નીઓનું કામ એટલું જ છે કે કાકલુદીભર્યાં આભારો સહિત, આ નવાજેશોને કબુલ કરે.

પુરૂષના ઘરમાં સ્ત્રીની આ દશા છે. અમે સોના–ચાંદીની ખુબસુરત ફૂલદાનીઓ છીએ, જે તમારી પલંગની શોભા માટે મૂકવામાં આવે છે. અમે સ્વાદિષ્ટ ચટણીઓ સમાન છીએ, જે તમારી વાસના રૂપી ભૂખને ઉત્તેજન આપવા વપરાય છે.

તમે તમારા ઘર અને બિછાનાને સજાવવા માટે ગોતી ગોતીને રૂપ રૂપના અંબારસમી સ્ત્રીઓ લાવો છો, તમે તેમને સુન્દર વસ્ત્રો અને કિંમતી આભૂષણો પહેરાવો છો, જેથી તમારા ઘરમાં તમારા માટે એક સ્વર્ગ હસ્તીમાં આવે.

તમે અમારા દેહમાં અત્તરનો પમરાટ ચાહો છો, જેથી તમારા બિછાનાં તેની મધુરી સૌરભથી મ્હેકી ઉઠે. તમે અમારી સજાવટ અને અમારા રૂપથી તમારી જાતને સંતુષ્ટ રાખવા માંગો છો.

તમે આ બધુ જે કંઇ અમને આપો છો તે એટલા ખાતર નહિ કે અમે એના હકદાર છીએ!

પુરૂષ જ્યારે સ્ત્રીની તલાશ કરે છે, ત્યારે સહુથી વધારે

તેને ચિન્તા રૂપાળી સ્ત્રી મેળવવાની હોય છે. પુરૂષ ગમે તેવો કદરૂપ હોય પણ તે રૂપાળી જ સ્ત્રી વાંચ્છે છે! તે લગ્ન પૂર્વે સ્ત્રીનો ચહેરો જોઇ લઇ, સંતુષ્ટ થવા માંગે છે, પરંતુ કદિ તે એ હકિકત ઉપર વિચાર સુદ્ધાં કરતો નથી, કે જો સ્ત્રી પણ લગ્ન પૂર્વ પુરૂષનો ચહેરો જોઇ લેવા ઇચ્છે તો શો ગુન્હો છે? શું ઘેટાં-બકરાં અમેજ છીએ, કે તમે કત્લ કરવા માટે ખરીદતાં પહેલાં અમારી ખાલને-ચામડીને જૂઓ છો કે તે ઢીલી તો નથી ને?

એક દિવસે હું મુંબઇના એક કુટણખાનામાં તમાશો જોવા ગઇ. ત્યાં મેં જોયું કે જરૂરતવાળા પુરૂષો આવે છે અને સ્ત્રીઓ દસ-દસ, વીસ-વીસ... તેમના સમક્ષ લાવીને પેશ કરવામાં આવે છે. પુરૂષો તેમને નિર્લજતા અને બેશરમીપૂર્વક જુએ છે, અવલોકે છે, પસંદ કરે છે અને તેમના દામ ચુકવે છે......

બલિદાનની આ બકરીઓ પર આ પ્રમાણે સમાલોચના થાય છે:

"આંખો તો સુંદર છે, પણ ચહેરો મુડદાલ છે."

"એમ તો ખરાબ નથી, પણ આંખો જરાક ઝીણી છે."

"હોઠ જરા મોટા છે અને નાક નાનું છે."

"દાંત ખરાબ છે, કમર મોટી છે."

હું તમને પૂછું છું કે અમે પણ એવીજ રીતે પુરૂષોને અમારી સમક્ષ હાજર કરીને તપાસીએ અને પારખીએ એવો એક દિવસ કેમ ન આવે? શું એમ થવું અશકય છે? અસંભવિત છે? કુટણખાનામાં સ્ત્રીઓના બદલે પુરૂષોને રાખવામાં આવે અને સ્ત્રીઓ ત્યાં જઇને તેમનો ભાવ નક્કી કરે એવું ન બને?

તમે અમારી સમક્ષ આવો, અને અમે પણ પુરૂષોની માફક પાષાણુ-હૃદય અને નિર્લજ્જ બનીને, સમાલોચના કરીએ :

"આ કાળો છે."

"એ કદરૂપો છે."

"એ કાણો છે."

"એની દાઢીમાં ખુંપરા છે."

"આ ટાલિયો છે."

"એનો શ્વાસ દુર્ગંધ મારે છે. એના દાંત ગંદા છે."

શું તે દિવસ કદિ નહીં આવે કે જ્યારે સ્ત્રીઓ તમારી નશાખોર આંખોમાં સળી ફેરવીને તમને અંધ કરી દે જેથી તમારી બેશરમ આંખ સ્ત્રીઓના રૂપને જોઈજ ન શકે? ઈશ્વરની ઇચ્છા બળવત્તર હશે તો અમે તમારા કર્ણોમાં ઉકળતું તેલ નાંખી તમને બધિર કરી દઈશું, જેથી તમે ફરી કદિ સ્ત્રીના સંગીતથી પરિચિત થઇ જ ન શકો.

## પત્ર એકવીસમો

# [૨૧]

નિકાહના પયગામનો ઉત્તર વાળતાં વાળતાં ગુસ્સો આવી ગયો હતો. આવવો જોઇતો તો ન હતો......તમે પુરૂષો એટલે દરજ્જે સંસ્કારી ઉચ્ચતા નથી ધરાવતા કે તમારી વાતો પર ગુસ્સા અને રંજનનું પ્રદર્શન કરી હું મારા અવયવોને તકલીફ આપુ.

કાલે મેં તમને એ વાત સમજાવવાની કોશિશ કરી હતી કે અમારા જેવી અભાગિણીઓ માટે તમારા સમાજમાં મુક્તિનાં તમામ દ્વારો વાસેલાં છે. જો તમે મારા જેવી સ્ત્રીને પત્ની બનાવી પણ લ્યો તો લોકો તમારા નિકાહને વિલાસવૃત્તિથી કમ ન સમજશે. પછી જો સંતતિ થઇ તો તેની શી દશા થશે?

સંતતિ અંગે પુરૂષના ખ્યાલો વિચિત્ર હોય છે. તે એ નથી જાણતો કે તંદુરસ્ત, તાકાતવાન અને નેક ખસલત સંતતિ પેદા કરી, માનવ–વંશ કાયમ રાખવાની જવાબદારી તેના શિરે છે. પુરૂષના જીવનમાં સંતતિનું પેદા થવું એ એક અકસ્માત હોય છે. સંતતિ થયા પછી પુરૂષના અંદરની તેની અભિમાનવૃત્તિ સતેજ બની જાય છે. તે સંતતિને પોતાની પુરૂષાતન–શક્તિનો ઇન્કારી ન શકાય એવો પુરાવો સમજી, દુનિયા સમક્ષ પેશ કરે છે.

બાપ પોતાના બાળકને ખોળામાં લઇને બેસે છે, તો તે એ નથી વિચારતો કે આ બાળક કુદરતના કાનુનનું ફળ અને બે જૂદી જૂદી વસ્તુઓની સમાન ઉર્મિલતાનો નતીજો છે.

મારે પુરૂષોની સ્વાર્થાન્ધતા સાથે ન છૂટકે એટલો બધો સંપર્ક સાધવો પડે છે, કે રાત-દિવસ અજબ, હાસ્ય-જનક, તેમજ બોધ ગ્રહણ કરવા જોગ ખેલ જોયા કરૂં છું.

પુરૂષ અને સ્ત્રીમાં જે પ્રાકૃતિક જુસ્સો માત્ર સંતતિની ઉત્પત્તિ કાજે કુદરતે પેદા કર્યો, તે જુસ્સો આધુનિક સંસ્કૃતિ અને સભ્યતાની કૃત્રિમતામાં, લગભગ નાબુદ થઈ ગયો અને તેના બદલે કૃત્રિમ વાસનાનાં જંતુઓ માનસમાં પેદા થઇ ગયાં, જે અપ્રાકૃતિક વિકારો પેદા કરે છે. કુદરતનો સાચો જુસ્સો, જે સ્ત્રી અને પુરૂષના મિલનની સૌથી મજબુત કડી છે તે વાસનાઓને અર્પણ થઇ ગયો.

યુવાનીના પ્રાકૃતિક-જુસ્સાને વિલાસમાં ફના કરીને હવે તમે લગ્ન કરવા હાલી નીકળ્યા છો! પુરૂષોની વર્તમાન હાલત તો આ છે! અને પછી તમારા છળ અને ગર્વ, પતિ અને પિતા બનવાના કોડિલાં બને છે.

તમે કદિ દસ મિનિટના મારા પ્રેમની ઉપાધિમાંથી ફારેગ થઇ વિચારો કે હું સંકેતોમાં, નિશ્વાસોમાં, અશ્રુઓમાં જખ્મો અને નાસૂરોની આ દુનિયાનું કયી રીતે બ્યાન કરૂં છું. પરંતુ તમે પુરૂષોને એ વાસ્તવિકતા નજરે જ પડતી નથી......

...શું તમને જ્ઞાન નથી કે પુરૂષોની કૃત્રિમ અને સ્વાર્થી વિષય-લોલુપતાએ, સ્ત્રીઓના જીવનને કેવી રીતે બરબાદ અને તારાજ કરી નાંખ્યું છે?

તમે સમજો છો કે સ્ત્રીએ તમારી પ્રત્યેક અપ્રાકૃતિક ઇચ્છાના ગુલામ બનવું જોઇએ. તમે થોડીક ક્ષણ વિલાસને ચાહો છો અને એમ માનો છો કે સ્ત્રી જે સ્થિતિમાં હોય, જે દશામાં હોય, બિમાર હોય, લાચાર હોય, તે સ્થિતિમાંયે તેણે તમારી વાસનાના હુકમનું પાલન કરવુંજ જોઇએ!

હજાર સ્ત્રીઓ છે, જેને તમે વિવાહ કરીને લાવી શકો છો, હજારો માત-પિતા મોજૂદ છે, જે પોતાની દીકરીઓને ધર્મના નામે તમને વેચી નાખશે. તમારી વાસનાનું પોષણ નિરંતર થવાજ કરવું જોઇએ. જંગલની હરિણીઓ પેદાજ એટલા માટે થાય છે કે દરેક વેળા શિકારીના નિશાન પર હાજર રહે!

પુરૂષોની પરિણીત જીંદગી, નખ-શિખ એકતરફી હોય છે. કેટલીય જીંદગીઓના દરિયા તમારી તરસે સુકવી નાંખ્યા, પરંતુ તમે કેવળ તમારી તરસનેજ યાદ રાખી......દરિયાનું પાણી સુકાતું જાય છે તેની કદિ પરવાહ નથી કરી!

એ લોકો જાણી બુજીને લગ્નો કરે છે, સંતતિ ઉત્પન્ન કરે છે અને સમજે છે કે એમજ થયા કરે છે, એમજ થવું જોઇએ! પત્નીઓ મર્યાજ કરે છે, પુરૂષો ચેપી રોગોમાં સપડાયા જ કરે છે, પછી શું લગ્નની પ્રણાલિકા બંધ કરી દેવામાં આવે? જ્યારે સંસારી-જીવનની વજનદાર ગાડી ચાલી શકતી નથી અને પુરૂષની ક્રૂરતાની ભોગ બનેલી સ્ત્રી પ્રાણ આપી દે છે, ત્યારે પુરૂષ કેવાં રડે છે, કેવો કલ્પાંત કરે છે; "હાય! મારૂં ઘર તારાજ થઇ ગયું." "હાય! હું એકલો રહી ગયો"...થોડાક દિવસો લગી તો એવા પ્રકારે રડે છે અને કલ્પાંત કરે છે કે જાણે તે નજદીકમાંજ મૃત્યુને ભેટશે, પણ બે કે ત્રણ મહિના પછી દ્વિતીય લગ્નની વાટાઘાટો શરૂ થઇ જાય છે.

કહે છે; " શું કરૂં ? જમવાની તકલીફ છે, બીજી વાર લગ્ન ન કરૂં તો શું કરૂં ? બાળકોને આરામ નથી. તેમને ઉછેરનાર તો કોઇ જોઇએ. એકાંત મારા માટે હાનિકર છે." જો કે આ બહાનાઓના પરદામાં જાતીય વાસનાનો એક પ્રબળ અંશ ગુપ્ત રહેલો હોય છે. જે સીત્તેર–એંસી વર્ષના ધરડા ડોબાઓને પણ નવાં લગ્ન માટે સરળતા પૂર્વક તૈયાર કરે છે.

પુરૂષોના માટે દ્વિતીય લગ્ન આટલે દરજ્જે જરૂરી છે, પણ પ્રતિષ્ઠિત જનોના ઘરોમાં વિધવાઓનાં લગ્નનો પ્રશ્ન હજી લગી બહુજ એબપાત્ર લેખાય છે !...આ બધા આધુનિક યુગના ગર્તામાં જઇ પડેલા હકો છે. તમે કદિ એ પ્રશ્નો ઉપર વિચાર કર્યો નહિ હશે. હું ખૂબ જાણી ગઇ છું......પુરૂષની ધૂર્તતાને !

ઘણી વેળા મારૂં દિલ જંગી પાંજરૂં હોય છે, જેમાં સંખ્યાબંધ વિકરાળ સિંહો ગર્જતા હોય છે, ઘણીવાર મારૂં દિલ વિશાળ અને પાણીથી ભરપૂર કૂપ હોય છે, જેમાંથી ભયપ્રદ ચિત્કારો આવે છે. મારી એ સ્થિતિની તમે કલ્પના કરી શકતા નથી. હું જ્યારે મારી–તમારી વચ્ચે આત્મિક પ્રેમની કલ્પના કરૂં છું ત્યારે તમે મને એટલે દૂર દષ્ટિએ પડો છો કે જાણે આકાશ પર એકલવાયો ટમટમતો એક તારલો ! જ્યારે હું તમારી જોડે દામ્પત્ય-જીવન અને તેના બંધનોનો વિચાર કરૂં છું, ત્યારે તમે મને એક એવા ક્રૂર વરૂ સમાન દૃષ્ટિએ પડો છો કે જેના શરીરમાંથી દુર્ગંધ આવી રહી છે અને જેના દાંતોમાંથી રક્ત ટપકી રહ્યું છે !

## પત્ર બાવીસમો

# [ ૨૨ ]

લગ્નના પ્રશ્ન પર મારી વિચારવિહ્વળતા તમને સતાવી રહી છે ? તમારા અભિપ્રાયમાં હું માનસિક સમતોલપણાથી વંચિત ઇન્સાન છું ? સાચું કહો છો ?

આજે અવકાશ નથી. સવારથીજ તમારા કેટલાય પ્રતિસ્પર્ધીઓ મારા મસ્તક પર સવાર છે. એકાદ બે દિવસ પછી જરા જોઇશ કે તમારામાં કેટલું સમતોલપણું છે !

તમે જાણો છો કે સમતોલપણું કોને કહે છે ? પહેલાં તમારા સમતોલપણાને જુઓ. હું બીચારી અલ્પ જ્ઞાની, મારા પર સમલોચના કરવાની જહેમત પછી જ લેજો ! મારા સૌંદર્યની કૃત્રિમતા પર તમે ગાંડા થઇ જાવ છો......એ તમારૂં સમતોલપણું છે !......એ તમારૂં સમતોલપણું છે કે મારા પ્રેમમાં દિવસભર રડો, રાત્રિભર જાગો, ફરી દિવસભર રડો અને પુનઃ રાત્રિભર જાગો અને દિવસભર રડો. જાગ્યા તો મારા નામે બેઠા બેઠા પ્રેમ પત્રો લખતા રહ્યા, નિદ્રાધીન થયા તો મને જ સ્વપ્નમાં જોતા રહ્યા, મારાથી મુલાકાત થઈ ગઈ તો 'મિલન' નહિતર 'વિયોગ' ! આ......તમારૂં સમતોલપણું છે ?

તળાવમાં વસનારો દેડકો પણ આવું જ સમતોલપણું રાખે છે ! કાદવમાં કુદાકુદ કરે છે, તળાવના કાંઠે બેસી ડાંઉ ડાંઉ કરે છે, વર્ષા–ઋતુ આવી રીતે પસાર કરે છે, ફરી આવતી વર્ષા–ઋતુ સુધી અલોપ થઇ જાય છે. જે કંઇ તળાવમાં છે તેની તેને ખબર છે. તે સિવાય તે બીજું કશું જાણતો નથી. એ દેડકાની જીંદગીનું સમતોલપણું પણ એવું જ છે, જેવું તમારૂં છે !

હું ઇન્સાનોને એક એક સુકા હાડકા પર ઘુરકતા અને લડતા જોઉં છું. ચાર પૈસાના નફા ખાતર, એક બીજાનાં ગળાં કાપતા જોઉં છું. વ્યકિતગત પ્રભાવ અને રાજકીય તાકાત મેળવવા માટે એક બીજાની કબરો ખોદતા જોઉં છું. ઘણા તો એવા છે જે તમારી માફક પોતાની તિરસ્કૃત વાસનાના સંતોષ માટે, સ્ત્રીઓના જીવન અને પોતાની યુવાની બરબાદ કરે છે અને યુવાની બરબાદ કર્યા પછી પણ પોતાના બુઢાપાને અમારા કદમોમાં નાંખે છે !

હું તમો બધાને એવા રીતે લડતા–ઝઘડતા, મારતા–મરતા ઉછળતા–ડૂબતા ફના થતા જોઉં છું અને તમારા લોકોની દશા જોઇ એવી પ્રાર્થના કરૂં છું કે દુનિયાને ફરી એકવાર નૂહ પયગમ્બરના સમયમાં થયેલા પ્રલય જેવા પ્રલયની આવશ્યકતા છે, જે એકીવખા જીવનની બધી ક્રૂર એવી વ્યવસ્થા છિન્ન ભિન્ન કરી દે, કે તેના અવશેષ પણ બાકી ન રહે...... પછી ભૂમિપર નવેસરથી જીવનના અંકૂર ફુટવા શરૂ થાય અને કુદરતની વ્યવસ્થાનું તે સમતોલપણું, જેને તમે નાબુદ કરી દીધું છે, તે ફરી એકવાર પ્રસ્થાપિત થઈ જાય !

તમે તમારા ત્રાજવામાં પ્રત્યેક નારીને જોખો છો, પછી જે નારી તમારા ત્રાજવામાં ઓછા વજનવાળી નજરે પડે છે, તેને કહો છો કે તારૂં સમતોલપણું ગૂમ થયું છે ! અમારા જેવી

અપરાધી સ્ત્રીઓમાં વાસ્તવિક સમતોલપણું ઉત્પન્ન કરવા તમે કોઇ પાઠશાળા સ્થાપો તો વિદ્યાર્થીઓની યાદીમાં મારૂં નામ પણ લખી લેજો. ......અને તમારી વાત કહું તો હજી તો તમારૂં સમતોલપણું કેવળ એટલું જ છે કે મારી ફક્ત એકજ ચૂંટીમાં, એક સૂક્ષ્મ સ્મિતમાં તમે ઉપર–તળે થઇ જાવ છો. મારાં લોચન જરા બદલાય, મારા વાળોની એક લટ જરા વાયુમાં ઝુલે, મારી સાડીનો પલ્લવ તમારા દામનથી સહેજ અડી જાય...તો તમારૂં સમતોલપણું રેતીની ભીંતની માફક જમીન દોસ્ત થઇ જાય છે! કાગળની હોડીની માફક ડૂબી જાય છે!

......એ આપ જનાબનું સમતોલપણું છે! અને મારૂં સમતોલપણું? મારૂં સમતોલપણું એ છે કે તમારા જેવા સેંકડો બદનસીબોના પ્રેમની કથા......અશ્રુઓ, નિશ્વાસો અને હીચકીઓ આઠે પ્રહર સાંભળું છું અને મારી જગ્યાએ કાયમ છું! મારા પ્રેમીઓ રડતા આવે છે, અને રડતા–કુટતા પસાર થઇ જાય છે. હું એક મજબુત ખડકની માફક ત્યાં જ છું, જ્યાં હતી.

જંગલમાં એકલા અટુલા ઉભેલા ઘટાદાર વૃક્ષ જેવી હું છું. મારી છાયામાં દૂર દૂરના પ્રવાસીઓ આવીને શ્વાસ લે છે ભૂખ્યા, તરસ્યા, થાક્યા, હાર્યા, હસતા, રડતા...... એક બે ઘડી થોભે છે અને ચાલ્યા જાય છે. ......અને હું જીવનના અરણ્યમાં ઉભી રહીને ઝુમું છું–ડોલું છું! પ્રલયની વિદ્યુત મારા શિરપર નૃત્ય કરે છે, વાદળાં ગર્જે છે, વરસે છે અને પસાર થઇ જાય છે. આંધીઓ આવે છે અને ઉતરી જાય છે. સૂર્યના ઉષ્ણ કિરણો, અને ચંદ્રની શિતળ રોશની મારી આસપાસ વિંટળાય છે અને ફના જાય છે. હું જે સ્થળે છું, આખી વય ત્યાંજ વ્યતીત કરી દઇશ. ...અને તમે મને સમતોલપણું શીખવવા નીકળ્યા છો?...તમે

## પત્ર તેવીસમો

# [ ૨૩ ]

કાલે સમતોલપણુવાળો પત્ર પૂરો કરી શકી ન્હોતી ત્યાં મારા એક જુના પ્રેમી આવી ચઢ્યા અને હું તેમના સમતોલ-પણાની પરીક્ષા લેવામાં ગુંથાઈ ગઇ !

આ દરમ્યાન મને મારા પ્રેમીઓની એક યાદી યાદ આવી ગઇ, જે મેં મુદ્દતથી તૈયાર કરવી શરૂ કરી હતી. એક સંધ્યાએ ખૂબ વરસાદ વરસી રહ્યો હતો. પ્રેમી-પાગલો પોતપોતાનાં ઘરોમાં નાક ઉપર હાથ મૂકીને પડયા હતા. હું એકલી બેઠી હતી તેજ દિવસોમાં મારા એક પ્રેમી નિકાહનો સંદેશો લઇને, સવાર-સાંજ મારે ત્યાં આવ્યા કરતા હતા. બેઠાં બેઠાં વિચાર્યું કે દુનિયામાં મૂકી શું જઇશ ? લાવ, લગ્નના-નિકાહના સંદેશાઓની એક યાદી તૈયાર કરી લઉં, જેથી દુનિયાને ખ્યાલ આવે કે તેના જ નબીરાઓ, પંડેજ ઘડેલા સિદ્ધાન્તો પર લાત મારીને મને લગ્નના પયગામ પાઠવ્યા કરતા હતા.

કદાચ પુરુષોના અભિમાનને આ યાદીના વાંચનથી કંઇક ઠેસ લાગે એ ઇરાદાથી, અને તમને શરમાવવાના આશયથી એ

યાદીના એક પૃષ્ઠની અહીં નકલ કરૂં છું. અસલ નામોની તમને શી ગરજ ? નામોના બદલે ક્રમાંક લખું છું. એજ ક્રમાંકમાં ક્યાંક તમારૂં નામ પણ હશે.

"આ લયલાના પ્રેમીઓની યાદી છે, જે તેને નિકાહના પયગામ મોકલ્યા કરતા હતા. છળકપટની વૃત્તિવાળા પુરૂષોના માટે આ યાદી એક ધડો લેવા જોગ વારસો છે, જેઓ સ્ત્રીઓને બદનામ કરીને પોતાની શ્રેષ્ઠતા સાબીત કર્યા કરે છે. આ યાદી ખુદ લયલાએ બનાવી છે.

લયલા બિન્તે લયલા બિન્તે લયલા......ધંધો અસ્મતફરોશી, વતન હિન્દુસ્તાન......સમજદાર, ચબરાક, ચાલાક, બુદ્ધિમાન, તોફાની, બદમાસ, ઉગ્ર......બાવીસ વર્ષની ઘરડી ડોસી...... આજે તારીખ.... ...માસ........સને......ના દિને...... સ્થળ......લખી.

(૧)...સ્ત્રીઓનો શિકારી, નિત્ય સવારના પહોરમાં જ આવે છે, જ્યારે મારી પ્રાકૃતિક ઉષ્ણુતા ઓછી હોય છે. શ્રદ્ધા રાખે છે, કે કોકને કોક દિ' તે મારી કોઇ અશક્ત પળોમાં મને જીતી શકશે......

(૨)......કુકકરની માફક માથું ઝુકવીને સિદ્ધો હુમલો કરે છે, એનો સપાટો ગજબનો હોય છે. એના માર્ગની વચ્ચેથી જરા ખસી જાઉં છું, તો પોતાની ધૂનમાં ને ધૂનમાં આગળ ચાલ્યો જાય છે.

(૩)......પાગલ બળદ ! માથું નમાવી, પૂંછડી ઉપાડી, મુખમાંથી લાળ ટપકાવતો ટપકાવતો આવે છે. ચામડી ઘણી જાડી છે !......

(૪) બિલાડી જેવી ચકચકતી આંખો, જે અંધારામાં વિશેષ ચમકે છે, નિરવ પગલે આવે છે, નરમ ચામડીની અંદર તીણું પંજા સંતાડીને ; અને એવી રીતે ખુણામાં આંખો નીચી કરીને બેસે છે, જેવા રીતે બિલાડી ઉંદરની શોધમાં.

(૫) રાતભર પત્તાં રમે છે, સિગાર પીયે છે, સવારે વર્તમાનપત્રનો અગ્ર-લેખ લખે છે, અને બીજા પ્રહર પછી ફરી મારા પ્રેમમાં ફસાઈ, અનેક સીગારેટો પીયે છે અને વધારે પત્તાં રમે છે!......

(૬)...બિમાર છે બિચારો! હકીમજીના દવાખાનાથી ઉઠીને સીધો મારી પાસે આવે છે. મને દેખતાં દેખતાંમાં તો તેને દમનો હુમલો થાય છે, અને ફરી પાછો દવાખાને ચાલ્યો જાય છે!...

(૭)...માલદાર, કદરૂપ, વૃદ્ધ હાફિઝની પ્રેમ-ગઝલો વાંચી વાંચીને ચિત્કારી ઉઠે છે!...

(૮)...નંબર સાત કરતાં વિશેષ પૈસાપાત્ર, કદરૂપ ઓછો, એક પત્ની...છતાં દ્વિતીય લગ્ન કરવાની મહત્ત્વાકાંક્ષા સેવે છે. દસ-બાર બાળકો પેદા કરી ચૂકયો છે, દસ-બાર બીજાં મારા ખોળામાં પેદા કરવા ઇચ્છે છે!

(૯)...ઘણોજ પવિત્ર, ફાંકડો, સાહિત્યનો અચ્છો શોખિન છે, જાતીય શાસ્ત્રનો ઉંડો અભ્યાસી છે. મને પણ સંતતિ-નિયમનના સિદ્ધાંતો સમજાવતો રહે છે!

(૧૦)...કોમનો આગેવાન છે. સાંજે સભાઓમાં વ્યાખ્યાનો આપે છે, રાત્રે ખાદીના વસ્ત્રો પહેરી મારે ઘેર આવે છે. પોતાની ઇશ્કબાજી દ્વારા મને પણ રાષ્ટ્રવાદી બનાવવાનો યત્ન કરતો રહે છે!...

(૧૧) .......રાતો, કદિ સફેદ, કદિ ભૂરો......રંગ બદલતો રહે છે. દિવસભર ઘરમાં સુઈ રહી 'એરેબીયન નાઈટસ'ની વાતો વાંચ્યા કરે છે. રાત્રે મારે ઘેર આવી બોલે છે........થોડુંક અફીણ પણ ખાય છે!

(૧૨) ......હઝરત મૌલાના! ઘરે નથી આવતા...સંદેશા મોકલ્યા કરે છે. મારા માથામાં દર્દની ખબર સાંભળે તો તાવિજ બનાવી મોકલે છે. ઉપરથી મારી ઉપર પિતાતૂલ્ય અને મુરબ્બી સમી કૃપાઓ ફરમાવે છે! ઘણી વેળા મારી વર્તમાન દશા ઉપર અફસોસ પણ વ્યક્ત કરે છે. સાંભળ્યું છે કે હું તેમની જોડે નિકાહ કરવાને માટે કબુલ થાઉં, તે માટે એક જાપ જપી રહ્યા છે.

(૧૩) ......બી. એ. એલ એલ. બી., ખુબસુરત, સુંદર વસ્ત્રો પરિધાન કરનાર, શરમાળ, પ્રેમના આવેગ જીભે તો અલ્પ પણ કલમથી વિશેષ પ્રકટ કરે છે. માણસ ખરાબ નથી... આશિક બનતાં બનતાં હવે ખાવિન્દ બનવા ચાહે છે. વધતો આવે છે, હું ખસતી જાઉં છું, પણ તે વધતો આવે છે. ડરૂં છું. પાછળ ભીંત છે, સામે તે છે, તે ધસતોજ રહેશે તો હું ક્યાં લગી ખસી શકીશ?

કંઇ સમજ્યા? મારી જીંદગીના લાબા અરણ્યમાંથી કેવા કેવા ઉંટ પસાર થાય છે? હું એ બધાની દોરી હાથમાં રાખું છું, કોઇને એક કદમ આમ કે તેમ જવા દેતી નથી એ શું છે? મારૂં સમતોલપણું નથી વારૂ? યાદ રાખો કે જેનો ઇરાદો પુખ્ત છે, તેનું જ સમતોલપણું સાચું હોય છે. ખુદ જાલીમનો જુલ્મ પિડીતના ઇરાદાને બળ અર્પે છે. જેને તમે સ્ત્રીઓની ચાલાકી અને ધૂર્તતા કહો છો તે તમારા તીણાં પંજાઓથી બચવાને માટે એક સંગીન બખ્તર છે, અને તેને વાપરવાનું તમેજ અમને શિખવ્યું છે!

# પત્ર ચોવીસમો

## [૨૪]

તમારા ગઈ રાત્રિના વાર્તાલાપે, મારા જખ્મોને બૂરી રીતે છંછેડયા છે. મારી જીંદગીના વર્તમાન અને ભવિષ્યની જાંચ કરી રહી છું. ખબર નથી કે શા નિર્ણય ઉપર આવું? બેચાર દિવસ મારાથી દુર રહો. મારા સમક્ષ ન આવો. ન તો મને પત્ર લખો, કે ન તો મને સંદેશા કહેવડાવો.........હું ચાલતાં ચાલતાં એક બે કોશ આગળ નીકળી ગઇ છું. ખબર નથી કે મારી મંઝિલ (પડાવ) ક્યા માર્ગ પર છે? ખુદા ખાતર મને વિચારવા દો, સ્વસ્થ થવા દો, શ્વાસ લેવા દો!......

જો તમે નહિં માનો અને મારા ઘેર આવશો તો મારા ઘરનાં દ્વાર બંધ જોશો. પત્ર લખશો તો વિનાવાંચ્યે અગ્નિને સોંપી દઇશ. માનવ-જીવનમાં એક વેળા આવે છે, જ્યારે તે, એવા મુકામ ઉપર પહોંચે છે, જ્યાં 'વર્તમાન'ની સરહદ સમાપ્ત થઇને 'ભાવી'ની સરહદ શરૂ થાય છે.........કાલે રાત્રે હું એ ઉપર પહોંચી છું.

મારા આત્મામાં ભારે તુફાન મચ્યું છે, આ શું થઇ ગયું?

મને ખબર પણ ન પડી. જાણે આંખો મીચીને ન્હાસતી ચાલી જતી હતી. સમજતી હતી કે એજ મુક્તિનો માર્ગ છે, એ જ આઝાદીનો રાહ છે......ઠોકર લાગી તો મેં મને આ મુકામ પર આવેલી જોઈ. એવાજ અકસ્માતોનું નામ ભાગ્ય છે? કિસ્મત એને જ કહે છે?

પૂર્વના પ્રતિ મુખ કરીને ન્હાસો અને પશ્ચિમમાં પહોંચી જાવ; આકાશ તરફ ઉડો અને પાતાળમાં પેસી જાવ...એજ તકદીર છે? હું તકદીરનું રમકડું, એ ચાર દિવસ માટે એકાં-તમાં જાઉં છું, અને એ ચાર દિવસ પછી એકાંતમાંથી બહાર આવીશ તો મારા કિસ્મતનો ફેંસલો કરીને આવીશ.

દરિયામાં ભરતી આવી રહી છે.........પુસ્તો બાંધી રહી છું......મને બાંધવા દો! મેં હંમેશાં તમારા પ્રેમના દાવા અને આશિકીને ઠોકરે માર્યા છે......આજે પરાજય પામી રહી છું અને હાથ જોડું છું. મને મુદત આપો કે હું મારૂં ગળું ટુંપી દઉં......ઓ પ્રભુ! ઓ પરવરદિગાર!......શું એટલું પણ થઈ નહીં શકે?

## પત્ર પચીસમો

# [ ૨૫ ]

વારંવાર ન લખો. હું વાંચી શકતી નથી. મારી કને કોઇ ઉત્તર નથી. હું બળી રહી છું. અગ્નિ ઉપર મુકેલી છું. જ્વાળાઓ રેલાઈ રહી છે. કાં તો આ લોખંડ પાણી બનીને વહી જશે. કાં તો નવાં બીબાંમાં ઢળી કોઈ નવું રૂપ અખત્યાર કરશે. હઠ ન કરો હું બળી રહી છું.........ગળાઇ રહી છું......નષ્ટ થઇ રહી છું !

## પત્ર છવીશમો

# [ ૨૬ ]

તમે મારૂં નથી સાંભળતા, નથી સાંભળતા અને લખ્યે જ જાવ છો. હું એક નવી દુનિયાના દ્વાર પર ઉભેલી છું. મારી કલ્પનાના તમામ દેવો, પોતાના ગોખમાં ઉંધા પડેલા છે! જે પ્રભુની મેં આખી વય પૂજા કરી, તે આજે મસ્તક નથી ઉંચું કરતો. મારા માટે આ નવી દુનિયા જેનો દરવાજો આજે ખુલી રહ્યો છે, તે મોત પણ છે અને જીવન પણ છે......શું મળશે? શું મેળવીશ?......ખબર નથી!

# પત્ર સત્તાવીસમો

# [૨૭]

તમને જવાબની ઈંતેજારી છે? કેવા જવાબની? કોના જવાબની? મને પણ ઉત્તરની પ્રતિક્ષા છે!

મારા કિસ્મતને મેં પણ એક સવાલ કર્યો છે તેના જવાબની પ્રતિક્ષા કરૂં છું!

આકાશ તરફ તાંકી રહી છું. સબુર કરો......સબુર કરો!

# પત્ર અઠ્ઠાવીસમો

# [૨૮]

મેં નિર્ણય કરી લીધો ! તે સ્વર્ગનો દરવાજો મેં બંધ કરી દીધો જ્યાં તમે મને લઇ જવા ચાહતા હતા. તે સ્વર્ગ મારા માટે નથી ! આ મારો ફેંસલો અંતિમ છે !

જાવ, મારી જીંદગીની સીમામાંથી બહાર નીકળી જાવ... ...એટલા દુર નીકળી જાવ કે મારા કદમની એક રેખા પણ જ્યાં દૃષ્ટિએ પડી ન શકે ! જેટલું રડવું હોય તેટલું રડી લ્યો, માથું પટકવું હોય તો પટકી લ્યો...હું કહું છું કે જે કંઇ વીતી ચુકયું તેને વિસરી જાવ !

એક સમય એવો હતો કે જ્યારે આજનું મારૂં વિષાદમય હૃદય અનેરૂં પ્રકાશિત અને અતિ પ્રાણવાન હતું...એ ઘરમાં નૂરજ નૂર હતું......મુહબ્બતનું નૂર ! અંધકારનું નામ વટિક ન્હોતું. પછી એ બેવફાએ એ ઘરને એવી રીતે તારાજ કર્યું કે તેની ભીંતો સુદ્ધાં જર્જરિત થઇ ગઇ છે. તે એ ઘરની ખાકને ઉડાવી હસતો–રમતો પોતાના માર્ગે ચાલ્યો ગયો. પુરૂષ એવી જ રીતે આબાદ ઘરોને બરબાદ કરીને પસાર થઇ જાય છે ! પરંતુ સ્ત્રીઓ

યાદ રાખે છે અને કદિ કદિ બદલાની પ્રતિક્ષામાં આખું જીવન પણ વ્યતીત કરી નાખે છે.........

...પછી......પછી દિવસો ગયા. મેં દેહ–વિક્રયની પાઠશાળામાં તાલીમ લીધી. હું ઘણા માર્ગો શીખી. પરંતુ જ્યારે કોઇ 'પ્રિયતમ'ને વ્યથિત થતો જોઉં છું., ત્યારે મારા દિલના કોઈ ખુણામાં દયાના અંકુરો ફુટે છે......એ જ મારા હૃદયની કમજોરી છે......અને હું એ ગુન્હેગારને ક્ષમા કરી દઉં છું...એજ મારી અશક્તિ અને નિર્બળતા છે.

એજ કારણ છે કે મારા ચાહનારાઓના સંઘો આવે છે, રાત્રિભર ધર્મશાળામાં વિશ્રાંતિ લે છે, અને પ્રાતઃકાળે ચાલ્યા જાય છે!......હું એજ સ્થિતિમાં આનંદિત છું, કે કોઈ મને યાદ નથી રાખતો......ખુશ છું, કે મને સઘળાં વિસરી જાય છે. તમે પણ એવી જ રીતે......કોઇ પણ પ્રકારે......મને વિસરી જાવ. તે ઉજ્જડ ઘર કે જે મારૂં હૃદય છે, તેની ભીંતો મેં નવેસરથી બનાવી લીધી છે અને આ વેળા એ ઘરનાં તમામ દરવાજા અને બારીઓ વાસી દીધાં છે. જેથી બહારનો વાયુ અને પ્રકાશ, કોઇ પ્રકારે અંદર પ્રવેશી ન શકે......પરંતુ મારા ઘરનાં અંધકારમાં ક્યાંકથી એક કિરણ પ્રવેશી રહ્યું છે. પ્રભુ! આ શો ગજબ થઇ રહ્યો છે! શું ભીંતની કોઇ ઇંટ, અથવા પત્થરનો કોઇ કટકો ક્યાંક પોતાના સ્થળેથી ખસી ગયો છે?

કદાચ ભીંતોના ચરણમાં કોઇ ખીલો રહી ગયો છે, જે બહારની રોશનીને અંદર આવવાનો માર્ગ આપી રહ્યો છે! ઓ પ્રભુ શું થશે જો પુનઃ આ ઘરની બારીઓ ઉઘડી ગઇ તો? શું થશે જો પુનઃ આ રાખના ઢગમાં કોઇ ચીનગારીએ ઘર કરી લીધું તો? શું પુનઃ એકવાર મારે મારાં શસ્ત્રો શરીર પરથી અલગ

કરવાં પડશે ? મારૂં બખ્તર પુનઃ મારા શરીર પરથી ઉતારવું પડશે ? મને ફરી હાથ-પગ વિહોણી કરી દેવામાં આવશે ? મને ફરી કોઈની દયા પર છોડી દેવામાં આવશે ? હું ફરી મુહબ્બતની નગ્નતાને ઢાંકવા બેવફા પુરૂષ પાસે વસ્ત્રો માગીશ ? પ્રેમની જંજીરો મારા શરીરને, મારા આંતરિક અસ્તિત્વને જકડીને પટકી દેશે ? પ્રભુ ! શું થશે ? શું થનાર છે ? હું ધ્રૂજી રહી છું હું કંપી રહી છું. મારો દિમાગ ચક્કર ખાઇ રહ્યો છે !

એક તોફાને ચઢેલા સમુદ્રના કિનારે ઉભેલી છું. મોજાંઓ ધસ્યાં આવે છે, વધતાંજ આવે છે ! શું પુનઃ મારી નૌકા, કોઇ સુકાનીની મોહતાજ બનશે ?

પરવરદિગાર ! એવું ન થાય......હું મરી જઇશ, ખતમ થઈ જઈશ ! હું ન્હાસી જઇશ, હું ડૂબી જઇશ, હું મરી જઇશ ......પ્રેમના દેવતા ! તારૂં તીર મારી છાતી લગી પહોંચવા નહિ દઉં.

......હું જાગૃત થવા નથી ઇચ્છતી......જીવન હું નથી માગતી......નથી ઇચ્છતી ! મને પુનઃ શા માટે સજીવન કરો છો ? શું એ સિવાય મારાં પાપોની બીજી કોઇ શિક્ષા શોધી નથી શકાતી ?

"તું ન્હાસે છે, તને ગિરફતાર કરવામાં આવશે. તું મુડદાની જેમ ઉંઘવા ચાહે છે, તને જગાડવામાં આવશે" કોઇ મારા કાનમાં કહી રહ્યું છે.

હું ચિત્કારૂં છું: "ન્હાસી જઇશ. હાથ નહિ આવું. મરી જઇશ. મને જાગૃત ના કરો. ગુન્હાની ઉંઘમાં મૃત્યુનાં સ્વપ્નાં જોવા દો. પ્રેમના વિષનો સ્વાદ હજી લગી જીભ ઉપર રહ્યો છે...શું એજ વિષ પુનઃ પીવાડશો ? નહીં પીઉં......નહીં પીઉં !"

પાપની ઉંઘ એ જ એક જ મારા માટે રાહતનો માર્ગ છે. પત્થરની માફક શીતળ અને નિશ્ચેત બનીને, ન કંઇ જોઉં છું, ન કંઈ સાંભળું છું. ઇશ્વરને નામે વિનવું છું કે મને જાગ્રત કરો મા...સુવા દો...મારા શયન–મંદિરમાં હળવે હળવે કદમ ઉપાડો . હું જાગી ઉઠીશ તો મરી જઈશ !

મારી વયનો મોટો ભાગ નિશ્વાસો અને આંસુઓનો સંગ્રહ છે. હવે જો થોડીક ક્ષણોને માટે હું એ નિશ્વાસો અને આંસુઓની વેદનાને વિસરી ગુન્હાના અટ્ટહાસ્યમાં મસ્ત અને બેખબર છું તો મને મસ્ત અને બેખબર રહેવા દો. આ મસ્તીને તે વિષયથી કડવી કરો મા, જે સ્ત્રીના હૃદયમાં પ્રેમ બનીને અસર કરી જાય છે !

મારો આખરી ફેંસલો એ છે કે આપણે બન્ને હંમેશાના માટે જૂદા થઈ જઇએ. હું તમારી દુનિયાથી દૂર અને તમે મારી દુનિયાથી દુર. જે કંઇ વીતી ચુકયું છે, તેને વિસરી જાવ. હું તે ન કરી શકી, જે કરવા ઇચ્છતી હતી. હૃદયે નિર્બળ છું, હિંમત નથી, અખત્યાર નથી......બની શકત તો પ્રાણ આપીને આ કજીયાનો અંત આણી દેત..... એ પણ ન કરી શકી......
હવે ન્હાસું છું !

## પત્ર ઓગણત્રીસમો

## [૨૯]

મારા દિલની હાલત વિચિત્ર છે. તમે મારા કિલ્લાની ભીંતોમાં છિદ્રો પાડવાના યત્ન કર્યા, હું મુકાબલો કરવાને કટિબદ્ધ થઇ પડી, પડીને ઉભી થતી રહી.

જે ઘરના દરવાજા હું હંમેશના માટે વાસી ચૂકી છું, તેમાં દાખલ થવાની તમે હિંમત કેમ કરો છો ? તમારા પ્રેમના વ્યોમ પર જે તારલાને તમે જોઇ રહ્યા છો તે હવે વિલીન થાય છે ! ફરી કદિ તેને તમે આભ પર અથવા ધરતી પર નહિ મેળવો...નહિ મેળવી શકશો. અભાગી સ્ત્રીનું આખરી હથિયાર હજી મારી કને બાકી છે, ન્હાસી જઇશ, હું ન્હાસી રહી છું... શિકસ્ત ખાઇને ન્હાસી રહી છું !

કાલે જ્યારે તમે આ લીટીઓ વાંચી રહ્યા હશો ત્યારે હું તમારા ઇશ્કની દુનિયાથી ક્યાંક આઘી......ઘણી જ આઘી........ચાલી ગઈ હોઇશ. શોધતા ફરશો અને નહીં મેળવી શકો ?

હું થોભી શકતી નથી, ખુનનાં આંસુ વહાવું છું અને

આગળ ધપતી જાઉં છું વ્યાકુળ વાયુની જેમ ઉડતી ચાલી જાઉં છું, ખબર નથી ક્યાં? અને મારા માર્ગે દિલનાં તમામ અરમાન કાઢીને ફેંકતી ચાલી જાઉં છું!

હું ન હોઈશ, પરંતુ મારી લાખો બ્હેનો, મારી જીન્દગીના નતીજામાંથી બોધ હાંસલ કરશે, મારો-તમારો પ્રેમ અને આશિકી થઇ ચૂક્યાં. મારા અને તમારા આંસુઓનું પ્રત્યેક બિન્દુ, હવે પછી આવનારાઓ માટે જીંદગીની જામીનગીરી છે...એજ યાદ રાખો, બાકી બધું ભૂલી જાવ...વિસરી જાવ!

# પત્ર ત્રીસમો

# [ ૩૦ ]

વિષાદ અને વિવશતાની ક્ષણો ઘણી લાંબી હોય છે. જો ગુન્હાના હંગામાઓમાં હું મારા હૃદયની વિપત્તિઓને વિસરી જતી ન હોત તો, એ મારા માટે પણ લાંબી હોય. તમારા હાથમાંથી બચી ન્હાસી છૂટયાને મને પુરૂં એક વર્ષ પણ થયું ન હશે. આ અરસામાં વયની સદીઓ એવા પ્રકારે ચાલી ગઈ જાણે તમારા માટે મિલનની એક રાત ! પ્રત્યેક દિવસ અને પ્રત્યેક માસ એક ક્ષણ અને એક પ્રહર જેવો હતો.

ગત વર્ષની ભરતી પશ્ચાત્ દરિયામાં ઓટ આવી તો તેના કાંઠા પર કીચ્ચડ અને દુર્ગંધથી ગંધાતી છીપો, સડી ગયેલી લાશો બાકી રહી ગઈ. તેની સોબતમાં મેં આ આખું વર્ષ વ્યતીત કરી નાંખ્યું.

ન્હાસી જવાનો નિર્ણય મારા માટે પર્વતની ચઢાઇ સમાન હતો. હું મુશ્કેલીથી ચઢી શકી, પણ ચઢી ગઇ. તમે ખેંચતા જ રહ્યા, શેકાતા જ રહ્યા, પરંતુ તે વેળા એવો પ્રબળ જુસ્સો હતો, કે હું તમારા પાસેથી મારો પાલવ છોડાવીને ન્હાસી અને ડુંગર

ચઢતી ચાલી ગઈ, તે એટલે સુધી કે તેના શિખર પર પહોંચીને શ્વાસ લીધો ત્યારે આત્મ-વિશ્વાસ આવ્યો કે તમે દૂર રહી ગયા છો, હવે હું હાથ નહીં આવું!

પણ પર્વતના શિખર પર પહોંચતા પૂર્વે મને એ વાતનું ભાન ન્હોતું, કે બીજી તરફનો ઉતાર, આ ચઢાઇથી ય વધારે કષ્ટકર અને વિપત્તિજનક છે. ચઢવા પાછળ તમામ શક્તિ ક્ષીણ કરી દીધા પછી, ઉતારની વેળાએ હાથ-પગ કાબુમાં નથી રહેતા અને ચઢનાર શિખરપર પહોંચી, ફરી જો નિરંકુશતાથી લપસે છે તો લપસતો જ ચાલ્યો જાય છે! તમારી રોક-ટોક હોવા છતાં મેં પહાડની ચઢાઇ પૂર્ણ કરી જ લીધી, પરંતુ ખબર નથી કે પર્વતની બીજી બાજુ મને મારૂં કિસ્મત ક્યાં લઇ જશે.

તમને જ્ઞાન હોવું જોઇએ કે ગત બાર માસમાં મેં મારા નાશવંત અસ્તિત્વને, પ્રથમ કરતાં વધારે નિરંકુશતાપૂર્વક અસ્મતફરોશીના નર્કમાં નાંખી દીધું હતું. વિલાસ, સૌંદર્ય વેચાણ (સંસારીઓની પરિભાષામાં જે ચાહો તે કહો) ના આવરણો, અને હંગામાઓમાં હું બધું ભૂલી ગઇ, કશુંય યાદ ન રાખ્યું. હું સાગરના કીચ્ચડમાં રમવા લાગી. ગંદકીની લાગણી જે કંઇક શેષ હતી તેનેય મેં મારા હૃદયમાંથી નાબુદ કરી નાખી.

૩૬૫ દિવસ અને ૩૬૫ રાત્રિઓ હું આવી રીતે ગાળી ચુકી. મારી કલ્પના-સૃષ્ટિમાં મેં પરિણીત જીવનની બધી જ શકયતાઓનો અંત આણી દીધો. હવે મારૂં અસલ અસ્તિત્વ પણ એટલું બધું ગંદુ થઈ ગયું છે અને મારૂં પ્રકટ સૌંદર્ય પણ એટલે દરજ્જે નિસ્તેજ બની ગયું છે, કે તમે મને એકજ વાર જોઇને તમારૂં મોઢું ફેરવી લેશો. મારા આત્માની દુર્ગંધ મારા શરીરના અણુએ અણુમાંથી નીકળી રહી છે......નગ્ન છું......

શેતાનની માફક નગ્ન છું. જ્યાં લગી કેવળ પાણી ગંદુ હતું અને આટલે દરજ્જે દુર્ગંધયુક્ત ન હતું, ત્યાં સુધી તમે તેને તમારા માટે 'અમૃત' સમજતા રહ્યા. હવે ફક્ત કીચ્ચડ બાકી છે, તેય અતિ દુર્ગંધપૂર્ણ; મને હવે ખાત્રી છે કે તમે સમીપ પણ આવવાનું નહીં સ્વીકારશો.

ખબર નથી તમને કેવી રીતે મારી ભાળ મળી, છતાં તમારો પત્ર આવવાથી હું ભયભીત થઇ નથી. હવે તો એ દશા છે કે મને જ્યારે ચાહો ત્યારે આવીને જોઇ લ્યો! લયલા હવે એ લયલા જ નથી કે જેને તમે પ્રેમનો સંદેશા પાઠવતા હતા. મારા રૂપને મેં બન્ને હાથોથી લૂંટાવી દીધું છે. મારા ગાલની જે કંઇ ચમક છે તે પાઉડર અને સ્નોને ત્યાં ગીરવી છે. ચહેરા પર જાણે એક ચોકઠું ચઢાવેલું છે! સવારે મારી સુરત જુઓ તો ચૂડેલ દેખાઉં છું, સાંજના મારી બહાર જોવા ચાહો તો થિએટરની લાલપરી જણાઉં છું.

સૌંદર્યની મુડી સમાપ્ત કરી ચૂકી, દેવાળણ થઈ ગઇ છું. જે ખેંચાણ અને આકર્ષણે તમને પાગલ બનાવ્યા હતા, તેને નષ્ટ કરી, મારી જીંદગીને હવે એટલી બધી બદરૂપ કરી ચૂકી છું કે તમે કદાચ મને જુઓ તોય ઓળખી ન શકો. પછી તમારા આવવા અને મળવાથી હું શા માટે ગભરાઉં? ઘરની બધી મત્તા લૂંટાવી ચૂકી, હવે ચોરોની શી બ્હીક?

**રહા, ખટકા ન ચોરીકા, દુઆ દેતી હું રહજનકો!**

સારૂં તો એ છે કે તમે તમારા સમયને હવે વ્યર્થ ન વેડફી નાખો; મારા સુધી આવવાની તકલીફ ન લ્યો. પરંતુ જો આવવા ચાહો જ છો તો આવો. અહીં તમારા દિલને સંતોષી ચાલ્યા જજો, અને મારાથી સંતોષ મેળવ્યા પછી

પણ જો તમારૂં દિલ કોઈ નવી મૂર્તિ શોધે તો આંહી મારા જેવી જ બીજી ધંધાદારીઓ ઘણી છે. મને વિશ્વાસ છે કે પહેલે દિવસે મને જોતાં જ, મારા જોડેની તમારી ઇશ્ક અને આશિકી સમાપ્ત થઈ જશે! હવે મેં મારી જે હાલત બનાવી લીધી છે, તે તમારા પ્રેમનો અચ્છો ઈલાજ છે!

આવો હવે તમારી પાગલતાનો ય ઇલાજ કરી દઉં! મારી જીંદગીનો સમુદ્ર, જેમાં તમે તમારી નૌકા લઇને આવી ગયા છો અને જેના નીરને તમારા હલેસાંઓએ અસ્તવ્યસ્ત કરી દીધો છે, તે હવે કેવળ એક કૂપ બનીને રહી ગયો છે. તેમાં પાણી જ નથી! સ્ત્રીની કમજોરી જેને લોકો પ્રેમના નામે સંબોધે છે, તેની તમે એક ઝલક જોઈ હતી તે હવે ફના થઇ ચૂકી છે! હું તમારાથી અને તમારા ઇશ્કની જ્વાળાથી ડરીને ન્હાસતી હતી અને ઘણા સમય સુધી બ્હીતી પણ રહી......

અહીં આવ્યા પછી ય કદિ કદિ એકાંતની ક્ષણોમાં કોઇ ધમકાવ્યા કરતું:

"લયલા! બચવું મુશ્કેલ છે. તારા દિલમાં હજી લગી ચીનગારી મોજુદ છે. તું પ્રેમના ફંદામાં ફસી ગઈ છે. તારા દિલની પુરાણી કબરમાં મુડદું ફરી પડખાં ફેરવી રહ્યું છે, હવે શું કરશે? ન્હાસીને કયાં જશે?"

ફરી શેતાન મારી સહાયતા કરતો હતો. તે કહેતો:

"ગભરાવાની શી જરૂર છે, લયલા! તું ડરે છે......તું? મુહબ્બત એક ધોકો છે, પ્રેમ એક ફરેબ છે, ભૂલીને ય એનો વિચાર કરીશ નહિ. તારે પુરૂષો પાસેથી તે જુલ્મેનો બદલો લેવાનો છે, જે તારા પર ગુજારવામાં આવેલા છે. એક સર્પે તને ડંશી, હવે તું સર્પોની તમામ નસલને બરબાદ કરી દે!

અત્યાચારીઓના જીવનને તબાહ કર્યે જા, બરબાદ કર્યે જા! તેમના પ્રત્યક્ષ અને પરોક્ષ અસ્તિત્વમાં વિષ ભેળવતી જા...... એવું કાતિલ ઝેર મેળવતી જા, કે તેમની ભાવિ નસલો પણ હંમેશ વિષમય જ રહે!"

શેતાન જેટલી વાતો કહે છે તે સત્ય કહે છે. મને જે માર્ગ દેખાડે છે તે સાચો દેખાડે છે. ઇશ્ક અને મુહબ્બતથી વધુ મધુર તો વૈરનો જુસ્સો છે. શેતાન વેરનો દેવતા છે. તે મારો સહચર અને મિત્ર છે, એકાંતમાં મારો ટેકો અને મહેફિલમાં મારો રક્ષણ કર્તા છે.

આવો! જો આવવા ચાહો છો તો...... ઇશ્કનો ખોટો રૂપિયો મારી દુકાનપર ચાલતો નથી, જેટલું સોનું-ચાંદી ગજવાં ભરીને લાવી શકો તેટલું લેતા આવજો! આવો તો એવા પ્રકારે આવજો કે જે રીતે ગ્રાહકો બજારમાં ખરીદવા જાય છે. એવી રીતે આવશો નહિ કે જે રીતે સડકપર કપાઇ ગયેલા પતંગની પાછળ છોકરાઓ દોડે છે, મોઢું ઉઠાવીને, આકાશપર આંખો કેન્દ્રિત કરીને, હાથમાં વાંસનો કટકો પકડીને દોડતા તેઓ ચાલ્યા જાય છે: તેમને ખબર નથી રહેતી કે સામે ખાડો છે, કૂવો છે કે ભીંત છે. એમ આવવાથી શો લાભ? એક રાત, બે રાત, હજાર રાત, જેટલા રૂપિયા ખર્ચી શકો મારા મહેમાન તેટલું રહો, પછી થાકી જાવ ત્યારે ઘેર જઇને પ્રતિષ્ઠિત કુળમાં જન્મેલી કોઇ ચારિત્ર્યશીલ છોકરીને. તમારી જીવન-સહચરી બનાવી લેજો! ......અને સીધા દ્વારકાની યાત્રાએ કે મક્કાની હજે ચાલ્યા જજો! પછી તમારાથી વધુ ધર્મવાન સજ્જન કોણ હોઇ શકે?

જ્યારે આવો ત્યારે મને પત્ર આગળથી લખી નાંખવાનું ભૂલશો નહીં, જેથી હું તમારા માટે મારી કેટલીક રાતો અનામત રાખું.

## પત્ર એકત્રીસમો

## [૩૧]

જ્વાળામુખી પર્વત ફાટયા પછી કેટલો બધો શીતળ અને નિર્જીવ બની જાય છે? જાણે કદિ તેના મુખથી અગ્નિના તણખા અને ધુમાડા નીકળ્યા જ ન્હોતા! મારાથી એવી કાંઈ ગલતી થઇ હતી, કે પછી હું કંઇક એવી શીતળ પડી ગઈ છું કે હવે તમારા પ્રેમ-પત્રો મારામાં કોઈ ગરમી પેદા કરી શકતા નથી! મારા શબ્દોમાં મધુરતા રહી નથી. ઈશ્વર કરે ને તમે ય તેનાથી વંચિત થઇ જાવ! એ ઘણો બૂરો રોગ છે, જેને લેખન-વ્યવસાય કહે છે. કલ્પનાની દુનિયા માશુકો અને પ્રિતમોથી ભરી દેવામાં આવે છે, અને ફરી કલમ, કાગળ અને શાહીનો વ્યય......... પ્રભુ બચાવે.!

આ રોગ ચેપી છે, લખનાર પંડે તેમાં સપડાઇ જાય છે અને વાંચનારાઓને પણ એ રોગમાં સપડાવે છે. જે કોઇને બે પેટ ભરીને ખાવાનું મળે છે તે તો પોતાની નવરાશની પળોમાં સામયિકોમાં સાક્ષરો, સાહિત્ય-શિરોમણિઓ, કવિરાજો, વિવેચકો, સમાલોચકો, સાહિત્ય-રત્નોની શિખામણો, નિબંધો, વિચારો, રસ-ધારાઓ, ઊર્મિગીતો, સોનેટો, નવલિકાઓ, વાંચી વાંચીને

મોજ કર્યા કરે છે! સાહિત્યકારોની આ અમર રચનાઓ તો ઉજ્જડ ભૂમિમાંય પ્રેમના બીજ ઉગાડી દે છે!

"યૌવન-ફિલ્સૂફી" અને "ઉમ્મર ખૈયામ" વાંચનારા છોકરાઓ, યુવાન બનીને સેંકડે સોએ સો ટકા પ્રેમીઓ બની જાય છે. તેઓ કલ્પનાની દુનિયામાં સૌંદર્ય અને પ્રેમના તમામ ચિત્રો અંકિત કરી લ્યે છે. પછી તેમને વાસ્તવિક દુનિયામાં સજીવ સૌંદર્યની છલકાતી શરાબમાંથી એક જામ પીવાની ઇચ્છા જાગે છે. એ ઇચ્છા જલદ બને છે અને જ્યારે જ્યારે તે બજારે એક આંટો મારે છે, ત્યારે ત્યારે તેની એ ઇચ્છા વધારે ને વધારે ઉગ્ર બનતી જાય છે. વધતાં વધતાં એ ઇચ્છા નિરંકુશ પાગલતાનું સ્વરૂપ ધારણ કરે છે. આ પાગલતાની આંધીમાં, વાવાઝોડામાં લયલાના પ્રેમીઓ ઉડતા ઉડતા આવે છે, અને લયલાના બંગલાપર વૃક્ષોનાં સુક્કાં પાંદડાં જેમ પડે છે!

આ શી વાત છે કે પુરૂષ સામાન્ય રીતે પોતાની પત્નીને પ્રેમની ઊર્મિઓનું લક્ષ્ય સ્થાન બનાવી શકતો નથી? શા માટે તેમની આ ઊર્મિઓની ગતિ વિશેષત: બહારની સ્ત્રીઓ તરફ વળેલી હોય છે? સાક્ષરશ્રી અને સાહિત્ય-રત્ન જ્યારે લેખ લખવા બેસે છે ત્યારે વિશેષત: અમારા જ બંગલાઓમાંથી પોતાની તેજસ્વી કલમના માટે શાહી લાવે છે! શું લગ્ન કવિત્વની ઊર્મિઓનું ઘાતક છે? લગ્ન (નિકાહ) પછી એ નશો બાકી નથી? પુરૂષ અને સ્ત્રી વચ્ચે સંબંધોનું કવિત્વ રહેતું નથી?

કદાચ ચોરેલો ગોળ એજ કારણે વધારે મીઠો લાગે છે, કે તેને ખાવા સામે પ્રતિબંધ છે. પ્રતિબંધ વાંચ્છનાઓનો સતાયક છે. અમારા સાહિત્ય-વર્તુળમાં 'સાહિત્ય-ભાસ્કર' તેને કહેવામાં

આવે છે કે જેનું પાત્ર પાર્કમાં વિહરતું હોય, મંચપર નાચતું હોય અથવા બજારમાં બેઠેલી કોઇ ' કાશ્મીરા ' હોય !

પુરુષના જીવનનો આ નોંધનીય મર્મ છે, કે જ્યાં લગી તે સ્ત્રીને હાંસલ કરી ન લે, ત્યાં લગી તેની પછવાડે લાગેલો જ રહે છે અને જ્યારે હાંસલ કરી લે છે, ત્યારે તેની વાંચ્છનાનો આવેગ ઘણો મંદ પડી જાય છે. અથવા ઘણે ભાગે નાબુદ થઇ જાય છે.

એક મન્ઝિલ પર પહોંચી ને જ્યાં લગી બીજી મન્ઝિલનું ચિત્ર કલ્પી ન લે ત્યાં સુધી તેની ઊર્મિઓ નિદ્રાધીન હોય છે અને લેખન-ક્ષેત્રના વિવિધ અંગો ચેતનહીન બની જાય છે. આ સર્જકો પોતાની કલ્પના સૃષ્ટિમાં જે તસ્વીરો દોરે છે, તે વાસ્તવમાં મારાજ જેવી કોઈ લયલાની છાયા જ હોય છે કદિ મારાથી વધારે ઉંચી કોઇ નવયૌવનાની અને કદિ મારી સપાટીથી ય નીચી કોઈ દેહ વેચનારીની. પરંતુ ઘરનાં મેલાં કપડાં અને અસ્તવ્યસ્ત વાળોવાળી માતાનો આ કલ્પના-સૃષ્ટિનો અંશ હોય છે. પત્ની માશુક બની શકતી નથી...સંભવિત છે કે કોઇ હદ સુધી પ્રિયતમા હોય ! પરંતુ તેના રૂખ્સારના કિરણથી તો અમર રચનાઓ નથી સ્ફુરતી ! તમે સુશિક્ષિત અને સંસ્કારી યુવાન કહેવાવ છો, જરા ઇન્સાફથી કહેજો, હું અસત્ય કહી રહી છું ?

તમારી કવિત્વ-શકિતનો પલ્લવ, મિત્રોની વિલાસ-મહેફિલો, માસિકોની ઉત્કર્ષ અને રસપ્રદ રચનાઓ અને હાટની રોનક જોડે બાંધેલો હોય છે......ઘરની ચાર ભીંતોમાં તેનું નામ નિશાન પણ મળતું નથી ! આજે સાહિત્યલંકારો પોતાની અજોડ લેખિનીથી દુનિયાના સાહિત્યને સમૃદ્ધ કરે છે તેમની

કલ્પનાને અમેજ મૌલિકતા અર્પીએ છીએ. તેમના કવિ-જીવનના જામીન અમારાં જ નયનો છે......અમારા સદેશ તેમની ઓજસ્વી કલમ દ્વારા રૂપ-પૂજકોને આપવામાં આવે છે!

રૂપ-વેચકો સંધ્યા સમયે વિજળીના દીવા અમારા ચહેરા સામે પ્રકટાવી, સૌંદર્યની જાહેર ખબર કરીએ છીએ તે દશ્ય સાક્ષરશ્રીની જાદુભરી કલમમાં પ્રેમનું ગીત બની જાય છે!

અમે કદિ નયનના સંકેતથી, કદિ ભ્રમરના હળવા ઝટકાથી, કદિ ઓષ્ટોના મંદ સ્મિતથી, અમારી મહેફિલ આબાદ કરી લઈએ છીએ, પરંતુ તમારા એ સાક્ષર મહાશયો તો શોરબકોર મચાવી મૂકનારા આશિકો હોય છે, જે જાણે બન્ને હાથ પ્રસારી પ્રસારી. ગર્જના કરે છે. "નવયુવાનો! ચાલો! ઇશ્કનું હાટ ઉઘડયું છે! સૌંદર્યની દુકાન ખુલી છે!"

હું સાચું જ કહું છું કે આ અમર લેખકોમાં કેટલાયે એવા છે જે અમારી મહેફિલમાં બેભાન બનીને ડોલ્યા છે. મારે કંઇ ફરિયાદ નથી. હું તો ખુશ છું કે પ્રેમના જંતુઓ આ સાહિત્ય-રચનાઓરૂપી પીચકારીઓ દ્વારા દરેક બાજુ પ્રસરાવી શકાય છે અને એવી રીતે પુરૂષ અમને અમારા વૈર લેવાના કાર્યમાં સહાયતા આપે છે. વૈરની મજા તો ત્યારે જ છે જ્યારે તમારી કેડથી જ તલવાર ખોલીને, તમારી ગરદનો કાપવામાં આવે છે! તમારા જ ડંખનું ઝેર, તમારા રક્તમાં પ્રસરાવવામાં આવે છે. લખો! જેટલી અમર રચનાઓ લખી શકો તેટલી લખ્યે જાવ!

## પત્ર બત્રીસમો

# [ ૩૨ ]

મુબારક હો ! તમે પુનઃ પ્રેમના અરણ્યમાં પધાર્યા. ફરી થોડા સમય લગી પ્રેમ-પત્રોની આપલેની મોજ સુખ આપશે !

મેં તો તમને ના પાડી નથી ! આવો ! જ્યારે તમારો જીવ ચાહે ! ગરીબનું ઘર સર્વ સાધનો સહિત ખુલ્લું છે ! લગ્નના સંદેશા સિવાય તમે પ્રેમ અને સ્નેહનો જે પયગામ લઈને આવો, તે મારા સર અને આંખો પર !

# પત્ર તેત્રીસમો

# [ ૩૩ ]

આજથી લગભગ એક વર્ષ પહેલાં મેં તમને એક છેલ્લો પત્ર લખ્યો હતો–છેલ્લો સમજીને લખ્યો હતો–પણ માલમ પડે છે કે તે અંતિમ ન હતો...... હજી ઘણા પત્રો લખવાના છે!

તે પત્ર લખ્યા પછી તુરત જ હું તમારા શહેરમાંથી ચાલી ગઈ હતી. હું ચાલી ગઇ હતી ફેરીયા સોદાગરની માફક, જે સવારે માર્ગના છેડે એક કટકો પાથરીને પોતાની દૂકાન માંડે છે અને સાંજે તે જ રૂમાલમાં પોતાની દૂકાનનો બધો માલ, સમેટી લઇને રવાના થઇ જાય છે.

હું તમારા શહેરથી મારી દુકાન ઉપાડીને નવા શહેરમાં લાવી, એ માટે કે તમે મારી આખી દુકાન લૂંટવાની ચિન્તામાં હતા! હું ન્હાસી અને એવું માનીને ન્હાસી, કે મારા તમારા દરમિયાન જેટલું અંતર વધારે હશે તેટલું વધારે, હું મારા પરાજયને વિસરી જાઇશ અને તમે તમારા પ્રેમને પણ.

જ્યારે ન્હાસી તે સમય એવો હતો, કે મારા વાદ્યના તારો ઉપર રાહઝન ( તારોને ગતિમાં લાવનાર ઓજાર ) મૂકેલો હતો

અને એ તારોમાંથી અંતિમ સંગીત જન્મ ધરવા તલસી રહ્યું હતું. રાહઝન ગતિમાં આવે અને સંગીતના સૂર નીકળે, તે પૂર્વે જ હું મારૂં વાદ્ય બગલમાં દબાવીને નાઠી.

અહીં આવ્યા પછી પણ મને ડર રહેતો હતો કે ક્યાંક ફરી એકવાર એવા દિવસ ન આવે, અહીંથી પણ ન્હાસવું પડે. પણ હવે મારા કિલ્લાના બચાવના સાધનો વધારે મજબુત છે, મારૂં વાદ્ય રાહઝત ઘણું છેટે છે. તમે મને શો તા અબ્યા છો તો ભલે આવો. પરમ દિવસે રાત્રે તમે મારા મહેમાન રહ્યા તો તમે જોઇ લીધું હશે કે આ વાદ્યના તારોની રાગિની કેટલી બધી બદલાઇ ગઇ છે? એ વેરાનમાં તમે એકેય ભીંત અખંડિત જોઇ નહિ હશે! થવું તો એ જોઇતું હતું કે આ બધું જોઇને તમે મારાથી વિદાય થઇ જાત, છતાંય જો ફરીથી પણ તમે મારી કને થોડાક દિવસો ગાળવા ચાહો છો, તો મને વાંધો નથી. તમે તમારો સમય જ નષ્ટ કરવા ચાહો છો તો હું તમને કેવી રીતે રોકી શકું?

જ્યારથી અહીં આવી છું, ત્યારથી લગ્નના કેટલાય સંદેશા આવી ચૂક્યા છે. હું બધા ઉમેદવારોને એક જ ઉત્તર આપું છું: "મારો જોડીદાર પેદા જ કરવામાં આવ્યો નથી!" પરંતુ મારો આ જવાબ કોઇની સમજમાં આવતો નથી. પુરૂષ પોતાની વાસનાની ફિલ્સુફીની આંધીમાં કોઈ બીજી ફિલ્સુફીને સમજી જ શકતો નથી.

પુરૂષને વાસ્તવમાં ત્રણ જૂદાં જૂદાં અસ્તિત્વો હોય છે...... (૧) અસલી એટલે કે જેવી વાસ્તવમાં તેની પ્રકૃતિ છે, (૨) જેવો તે પોતાને માને છે, (૩) જેવો તે ચાહે છે કે બીજાઓ તેને સમજે! પહેલી તસ્વીર તો હંમેશા ગુપ્ત રહે છે, બીજા ચિત્રની

ઝલક પુરૂષની ટેવો અને વર્તનમાં કદિ કદિ નજરે પડી જાય છે અને ત્રીજું ચિત્ર નિત્ય દૃષ્ટિની સામે રહે છે.

તમારૂં પહેલું ચિત્ર મેં હજી લગી જોયું નથી......કંઈક વહેમ અને અનુમાન છે કે કદાચ આવું હશે. અલબત્ત, બીજું અને ત્રીજું ખૂબ જોઈ શકી છું. તમે તમારી જાતને કેવા સમજો, છો તે હું જાણું છું અને દુનિયા તમને કેવા સમજે તેમ ઇચ્છો છો તેનાથી પણ જ્ઞાત છું. તમારા પ્રેમના પરિતાપથી વ્યાકુળ બની, તમે આ બન્ને ચિત્રો પરબીડીયાની બહાર કાઢી ચુકયા છો. તમારી પત્ની બનીને પણ આનાથી વિશેષ હું કશું જોઈ નહિ શકું.

પ્રેમની કસોટીપર પણ પુરૂષની અસલીયત ભાગ્યેજ જાહેર થાય છે, પણ કમભાગી સ્ત્રી જો ફસાઇ જાય છે તો તેનું અસલી અસ્તિવ સરળતાપૂર્વક નગ્ન થઈ જાય છે. હું માનું છું કે પુરૂષની જેમ સ્ત્રીઓ પણ વિશેષતઃ પોતાની હકીકતને પરદામાં રાખી શકે છે અને રાખે જ છે, પણ પુરૂષ સ્ત્રી પાસેથી એ કારણે બાજી લઇ જાય છે કે તે પ્રેમના હંગામામાં પણ પોતાનો મર્મ રક્ષિત રાખી શકે છે, અને સ્ત્રી એમ કરી શકતી નથી. તે પ્રેમના પરિતાપમાં પોતાના અસલી અસ્તિત્વના સમસ્ત પરદા ફાડીને ફેંકી દે છે. પરંતુ પુરૂષની હાલત એ છે કે તે જેને પોતાની જીવનસહચરી બનાવે છે, માશુક બનાવે છે, તે સ્ત્રી પણ બહુધા એ અસલ તસ્વીરને જોઇ શકતી નથી, તે તસ્વીર કદિ બહાર આવતી જ નથી.

કદાચ તમે માનો છો કે આટલા દીર્ઘકાળનાં પ્રેમ અને નિકટતા પછી હું તમને અચ્છી રીતે ઓળખી ગઇ છું. હું જાણું છું કે જો હું આ દાવો કરૂં, તો તે ખોટો હશે. અલબત્ત,

એટલું સમજું છું કે તમે મારાથી પ્રેમ કરો છો. એટલે લગી કે દુનિયાના બધા બુરા–ભલાને સહી લઇને પણ મને તમારી બનાવી લેવા ઇચ્છો છો, પણ પ્રેમના તોફાની સમુદ્રને તળીયે શું છે તે હું નથી જાણતી. એ એક ઉખ્યાણું છે.

અજબ વાત છે કે હું તમારી જેટલી ખૂબીઓથી વાકેફ છું તેટલા જ અવગુણોથી અજ્ઞાત પણ છું. મને એ વાતની ખબર છે કે પુરૂષ ગમે તે દશામાં પણ જૂઠું બોલે છે, એટલે લગી કે પ્રેમમાં પણ તે જૂઠું બોલે છે, ધોકો આપે છે, છળ કરે છે. પુરૂષની પ્રકૃતિ વિચિત્ર છે, તે હૃદયપૂર્વકનો પ્રેમ પણ કરે છે અને દગો પણ દે છે. તેની પ્રકૃતિમાં વાયુ અને માટી, જળ અને અગ્નિ ઉપરાંત દગાનો અંશ પણ છે, જે આ માટીના પૂતળાના અણુએ અણુમાં મોજુદ છે! તે જૂઠું બોલે છે અને દગો આપે છે. એવી રીતે કે જેવી રીતે રોટલી ખાય છે અને પાણી પીએ છે!

તે દરેક સંધ્યાએ કહેશે કે હું સવાર સુધી જીવતો રહી શકતો નથી અને દરેક સવારે તંદુરસ્તી સહિત પોતાના બિસ્ત-રથી ઉઠશે. ફરી સંધ્યાએ શરમાયા વગર એ જ વાત કહેશે! હકીકત એ છે કે પુરૂષ જે કંઇ બોલે છે, તેમાં અતિશયોક્તિની છાંટ હોય છે. સ્ત્રી, પ્રેમમાં પણ જીભ ઓછી ખોલે છે, અને એ જ કારણે ઘણા અલ્પ પ્રમાણમાં જૂઠુ બોલી શકે છે.

કદાચ તમે કહેશો કે ઊર્મિઓની ભરતી, જીભ અને લેખિનીને નિરંકુશ કરી દે છે અને એ જ કારણે પુરૂષ પ્રેમમાં અતિશયોક્તિ કરે છે. આ બ્હાનું લક્ષમાં લેવાને પાત્ર નથી. ઊર્મિઓના ઘુઘવાટામાં અંધ બનીને એક માનવી બીજા માનવીની કતલ પણ કરી દે, તો શું એ અપરાધ ક્ષમાને પાત્ર છે?

ઊર્મિઓનું હું પણ સ્વાગત કરૂં છું, અને જે લોકો માનવીની જીંદગીમાં ઊર્મિઓ પર પ્રતિબંધો મૂકે છે, તેમને હું ધૃણાત્મક દૃષ્ટિએ જોઉં છું. તેઓ જાણતા જ નથી કે જીંદગી છે શું? ઊર્મિઓના વિના લોખંડનાં યંત્રો અને ઇન્સાનમાં તફાવત જ શો રહે છે?

સમુદ્ર શું છે, જો તેમાં મોજાંઓ ન હોય? અગ્નિ શું છે, જો તેમાં જ્વાળાઓ ન હોય? સમુદ્રની પ્રતિષ્ઠા તેનાં મોજાંઓથી અને અગ્નિની ઇજ્જત તેના ભડકાઓથી છે. શુષ્ક ફિલ્સુફ સમુદ્રનાં સુકાએલાં ફીણ અને લાકડીના બળેલા કોયલા સમાન છે...... માતા અને પિતા જો ઊર્મિઓ વિહોણાં હોય તો તેમની સંતતિ કેવી રીતે ઉછરી શકે? પુરૂષ અને સ્ત્રી એકબીજાના માટે ઉમળકા વિહોણાં હોય, તો આ આબાદી અરણ્ય સમ થઇ જાય?

પરંતુ અગ્નિ અને સમુદ્રની શક્તિની અતિશયતા પ્રલય લાવે છે. તોફાન મર્યાદાથી વધી જાય અને અગ્નિ કાબુથી બહાર થઇ જાય, તો દુનિયામાં ફરી કયામત આવી જાય છે. પ્રમાણ કરતાં વધુ આપી દેવાય, તો અફીણ વિષ થઈ શકે છે.

તમે તમારા ઉમળકા પ્રકટ કરવામાં અતિશયતા કરો છો પણ તે માટે મેં કદિ ફરિયાદ કરી નથી. તમે જો એમ સમજતા હો કે તમારી ઉર્મિઓની પ્રબળતાએ મને એક પળના માટે પ્રભાવિત પણ કરી દીધી છે, તો આ વહેમને તમારા દિલમાંથી કાઢી નાખો. સ્ત્રીપુરૂષના સ્નેહભર્યા ઉમળકાઓથી ધોકો તો ખાઇ જાય છે. પરંતુ વાસ્તવમાં અંજાતી નથી. જ્યારે તેના દિલમાંય કોઇ ચીનગારી પ્રગટી જાય છે ત્યારે તે અલબત્ત, આંખો બંધ કરી ધોકા ખાય છે...... ભૂલથાપ ખાતાં ખાતાં મરી જાય છે!

કેવળ તમારા સ્નેહાળ ઉમળકાઓના પ્રદર્શનથી તમે કોઇ

સ્ત્રીને જીતી શકતા નથી. પુરૂષ અને સ્ત્રીના આ મામલામાં દુનિયાની કોઇ તાકત દખલ દઈ શકતી નથી. આ મામલો હુકુમત કાનૂન અને મઝહબ સૌથી પર, બુલન્દ અને આઝાદ છે! પરંતુ પુરુષ પર કબજા અને સ્વામીત્વનું ભૂત એટલી પ્રબળતા સહિત સવાર થયેલું હોય છે કે તે પ્રેમના સમરાંગણમાં પણ સત્તા, હુકુમત અને વિજયનો પરવાનો લઇને દમામથી આવે છે. જ્યારે તે પ્રેમી હોય છે, ત્યારે આંધળો હોય છે!

હવે ફરી તમે મારી નાગચૂડમાં ભીંસાયા છો તો રોજ આવી જ રીતે મારાં પ્રવચનો સાંભળવાને તૈયાર રહેજો.

## પત્ર ચોત્રીસમો

## [ ૩૪ ]

છેલ્લા કાગળમાં લખી ચૂકી છું કે પુરુષ અને સ્ત્રી વચ્ચેનો પ્રેમ હુકુમત, કાનૂન અને મઝહબથી આઝાદ છે, અને હવે પુનઃ કહું છું કે તે આઝાદ છે અને હંમેશાં આઝાદ રહેશે. ધર્મનાં બંધન તેના માર્ગમાં અવરોધ પેદા કરી શકતાં નથી.

તમે શા માટે આ વિવાદમાં ધર્મને વચ્ચે લઇ દોડયા ? મુસલમાનોનો મઝહબ હજાર-પાંચસો વર્ષ પૂર્વે જે કંઇ હોય તે હોય. હવે તો એ એક છત્રી છે, જેને ધર્મનું નામ રટનારા, પોતાની આવશ્યકતાઓ માટે ઉપયોગમાં લે છે ! તાપ અને વરસાદમાં આ છત્રી, પાઘડી અને ઝભ્ભાને ખરાબ થતાં બચાવે છે, બજારના કુતરાઓને બીવરાવવાના માટે એનાથી લાઠીનું કામ લેવામાં આવે છે. ઋતુ અનુકૂળ હોય, અને એની જરૂરત ન હોય તો એ છત્રી, ઘરના કોઇ ખૂણામાં પડેલી રહે છે !

દરેક શખ્સને હકક નથી, કે એ છત્રીને વાપરે. કેવળ ધર્મના ઇજારેદાર જ એને વાપરવાનો અધિકાર ધરાવે છે. તેમની શરી યતના પ્રશ્નો પણ છત્રીની પેઠે પ્રસરતા, ઉઘડતા અને

વસાતા રહે છે. જરૂરતની વેળા શરીયતના કાનૂનોનો ઉપયોગ થાય છે અને શરીયત (ધર્મ)ની દલીલો બિલ્કુલ એવી જ રીતે થાય છે, જેવી રીતે વકીલો કાયદામાં 'બાલની ખાલ' કાઢે છે!

જ્યારે શરીયત (ધર્મ)ની કોઈ આજ્ઞા વસ્તુસ્થિતિ અને ઈચ્છાઓને અનુરૂપ નથી હોતી, ત્યારે એ આજ્ઞાને વિસરી પણ જવામાં આવે છે, તોડી-મચડીને એનું રૂપ પણ બગાડી શકાય છે, જ્યારે કોઇ અંગત જરૂરત પૂરી કરવી હોય, ત્યારે ધર્મના કોઇ ને કોઇ ગ્રંથમાંથી કોઇ દલીલ વા હકીકત નીકળી આવે છે, અને કહેવામાં આવે છે કે ધર્મ-ગ્રંથમાં આમ પણ લખ્યું છે.

દૂર શા માટે જાવ, તમારી જ હાલત જોઇ લો. આજે તમે એક વેશ્યાને તમારા ઘરમાં પત્ની બનાવીને લઈ જવા ચાહો છો, તો ખુદા અને તેના પયગમ્બરના હુકમો બયાન કરો છો, અને સાબિત કરો છો કે મારા માટે નિકાહ કરવા અને ગુન્હાહીત જીવનને ત્યાગી દેવું કેટલું આવશ્યક અને જરૂરી છે? પરંતુ કાલે જ્યારે તમે મારા રૂપના હાટ પર સોદો ખરીદતા હતા ત્યારે તમને વ્યભિચારના પ્રતિબંધની જાણે ખબર જ ન હતી. આ કંઇ તમારી જ સ્થિતિ નથી. તમારાથી ય મોટા મૌલાનાઓ, શાહ સાહેબો, મુફતી સાહેબો, અરે પંડિતો, મહારાજો, શંકરા-ચાર્યોના હાથમાં પણ ધર્મની રસ્સી રબ્બરની માફક લંબાતી-સંકોચાતી રહે છે.

મોઢાનાં થૂંક અને ગળાની ફુલેલી રગો સાથે જ્યારે 'પાજી' અને નાલાયકની ગર્જનાથી મદ્રેસા (પાઠશાળા) અને મસ્જિદની મહેરાબો ધ્વનિત થાય છે, જ્યારે વ્યાસપીઠો ઉપર ચઢીને ઈશ્વરની સૃષ્ટિને કાફિર અને નાસ્તિક બનાવવામાં આવે છે, જ્યારે દુનિયાને 'સગીરા' અને 'કબીરા' (નાના-મોટા અપરાધો)ના સંબંધમાં

ધાર્મિક ફરમાનો સંભળાવવામાં આવે છે, ત્યારે ધર્મના એ પંડિતોને–આચાર્યોને–મૌલ્વીઓને પોતાનાં નાનાં મોટાં પાપોનો જરાય વિચાર આવતો નથી.

એમ નથી કહેતી કે બધાની જ એ સ્થિતિ છે, પરંતુ એમ જરૂર કહું છું કે આ તળાવમાં ઘણી માછલીઓ ગંદી છે.

દાખલા તરીકે જે શખ્સ કેવળ પોતાની વાસના સંતોષવા અર્થે ત્રણ ત્રણ, ચાર ચાર પત્નીઓ ઘરમાં રાખે છે, તે એવા ગુન્હાનો અપરાધી નથી થતો, જેવા ગુન્હાના માટે તમે મારા ઘરે આવીને અપરાધી ઠરો છો. ફરક છે તો કેવળ એટલો જ છે કે પરિણીત જીવન અને નિકાહના પરદામાં જે પુરૂષ ઐયાશી ભોગવે છે, તેનો ગુન્હો એકપક્ષી હોય છે. કેવળ પુરૂષ જ અપરાધી હોય છે અને સ્ત્રી, નિરપરાધી અને પીડિતા હોય છે પરંતુ મારી–તમારી ઐયાશી, આપણાં બન્નેનો સંયુક્ત ગુન્હો છે. વાસ્તવમાં પુરૂષની જીંદગીની શેતરંજ પર બિચારી નારી તો હજારો મોહોરાંમાંથી કેવળ એક મોહોરૂં જ છે, પુરૂષ પોતે એ શેતરંજનો બાદશાહ છે. અને બાદશાહ ગમે ત્યારે આક્રમણ કરી શકે છે. બાદશાહ ગમે તે મોહોરાને મારી શકે છે, પણ તેને મારી શકતો નથી, શેતરંજ પરથી દૂર કરી શકાતો નથી...... તે શાહી શક્તિ અને ગૌરવ સહિત સ્ત્રીને કેદ કરે છે; કદિ દોલતના બળથી અને કદિ ધર્મની આડમાં...... અને જ્યારે જરૂરત હોય છે, ત્યારે પોતાની હારનેય ધર્મના ટેકાથી ફત્તેહ બનાવી લે છે!

પ્રિય મિત્ર! મઝહબ, ધર્મની વાત જ મૂકો. તે સિવાયના પ્રત્યેક દષ્ટિકોણથી, મારા અને તમારા સંબંધો પર વિચાર કરો. તમને સમજાવી ચૂકી છું અને ફરી સમજાવું છું કે જો હું તમારી જોડે નિકાહ કરવાને માટે કટિબદ્ધ થઇ જાઉં, તો તમારી સાંસ્કૃતિક

અને સામાજિક જીંદગીને બરબાદ કરી દઇશ. તમે કદાચ મારા ખાતર સમસ્ત વિશ્વનો મુકાબલો કરી લો, પરંતુ જ્યારે મઝહબના દેવતાઓની ખોફનાક આંખો જોશો, ત્યારે શ્વાસોશ્વાસવિહોણા રહી જશો. આપણા લોકોના દિલમાં નાનપણથી ધર્મનો આ પ્રકારનો ભય પેદા કરી દેવામાં આવે છે, જેથી આપણું વિશિષ્ટ વ્યક્તિત્વ, અને ઇચ્છા-શક્તિ સમૂળગી નષ્ટ થઇ જાય છે.

આપણે આપણા પ્રત્યેક શ્વાસને ધર્મના ત્રાજવામાં તોળીએ છીએ, અને પ્રત્યેક કદમપર એક દેવતાને નમન કરીએ છીએ. આમ જ વય પસાર થઈ જાય છે. જીંદગીની ડાળીઓને પણ ધર્મના વર્તુળમાં દાખલ કરી લેવામાં આવી છે. જેથી આપણા ઇરાદા અને જ્ઞાનની ગરદનમાં એવો ફાંસો પડેલો રહે, કે આપણે ફિર-ઓન (ઇજિપ્તનો સુવિખ્યાત જુલ્મી રાજા)ના ગુલામોની માફક જીવનભર પત્થર ધોતા રહીએ. અને ફટકા ખાતા રહીએ!

આ ધાર્મિક અદાલતોમાં જ્યાં પાયજામાઓની લંબાઇ, દાઢીઓની વિસ્તૃતતા, મુછોનું વજન માપ્યું-તોલ્યું જાય છે, ત્યાં અમારૂં ખાવું, પીવું, રડવું, હસવું, સુવું, જાગવું, ચાલવું, દોડવું બધું જ ધર્મના ઠેકેદારોની ઇચ્છાપર અવલમ્બિત છે. ધર્મના સાચા સિદ્ધાંતોને અભરાઇ પર મૂકીને દુનિયા ડાળો અને શાખોની ભૂલભૂલામણીમાં ગુમ થઈ ગઇ છે. ગજબ તો એ છે કે સિદ્ધાંતોનો ઉચ્છેદ કરવામાં આવે છે, અને ડાળો ઉપર મુક્તિનો આધાર સમજવામાં આવે છે. પ્રેમ, ભ્રાતૃભાવ, માનવતા, એની તો વાત જ નહીં, પરંતુ ઝઘડો એ છે કે 'આમીન', 'અસ્તુ' હળવેથી કહેવામાં આવે કે મોટેથી?

એજ રીતે સ્ત્રીનું જીવન, પુરૂષના કબજામાં સોંપી દેવામાં આવ્યું છે. ઉપદેશક જ્યારે વ્યાસપીઠ પર બેસે છે અને ધર્મ

ઉપર વ્યાખ્યાન કરે છે ત્યારે એના વ્યાખ્યાનની તમામ શક્તિ આ સવાલ ઉપર ખર્ચાય છે કે પત્નીને પતિની તાબેદારી કેવી રીતે કરવી જોઇએ? પરંતુ પતિઓએ પોતાની પત્નીઓ જોડે કેવો વર્તાવ કરવો જોઇએ અને પુરૂષો સાથેના વ્યવહારમાં સ્ત્રીઓના શા શા હક્કો, અધિકારો છે, એનું તો કોઈ નામ જ લેતું નથી!......

દુનિયામાં અમારા માટે માત્ર મુઠ્ઠી ઘઉં અને અર્ધો ગજ કપડું જ છે, જે પુરૂષ અમને આપ્યા કરે છે. અમારા જીવનનો કાનુન પણ પુરૂષ જ ઘડે છે અને ધર્મના સિદ્ધાન્તોના અર્થ અને ભાષ્ય પણ પુરૂષ જ સમજાવે છે... જે તેનો જીવ ચાહે તે અમને સમજાવી દે. પુરૂષ પરદાને, લાજને, મર્યાદાને અમારા શિયળનો રક્ષક સમજ્યો છે, જાણે સ્ત્રી એટલી બધી ખરાબ છે કે આ નિયમોને ન પાળે તો તેના શિયળનું રક્ષણ અસંભવિત છે! જ્યારે કોઇ પુરૂષ કહે છે કે સભ્યતાની દષ્ટિએ પરદો, લાજ જરૂરી છે, તેનો સ્પષ્ટ અર્થ એ થાય છે કે સ્ત્રીઓ ચોકી અને દેખરેખને લાયક છે. પરંતુ હું કહું છું કે સ્ત્રીના કરતાં પુરૂષોને જ પરદામાં બેસાડવાની વિશેષ જરૂરત છે. જો પરદો, લાજ અને મર્યાદાના નિયમો ફરજીઆત હોય તો તે પુરૂષોના માટે હોવા જોઈએ. ડાકુને નજરકેદ કરવો જોઇએ કારણ કે ધાડ પાડે છે; નહીં કે તે ગરીબને, જેના ઘેર ધાડ પાડવામાં આવે છે!

સ્ત્રી તો પરદા-વિહોણી દશામાં પણ પોતાના શિયળનું રક્ષણ કરી શકે છે, પરંતુ પુરૂષ કેવળ એટલા જ કારણસર તેને પરદામાં કેદ કરે છે, કે પુરૂષોના ગુન્હાઓ પર પરદો પડેલો રહે. જુલ્મી સરકારો પોતાના પીડિતોના અવાજને રૂંધી નાખવા નજરકેદ, ભાષણબંધી અને જેલના હજારો સ્વરૂપો પેદા કરી લે છે, જેથી પીડિતોનો પોકાર જેલખાનાની ભીંતોની બહાર જઈ

ન શકે. પુરૂષની પ્રકૃતિ નખશિખ એવી જ છે કે દરેક કામ ખોફ, ભય અને ધમકી દાટીથી કાઢી લેવામાં આવે. તેના ધર્મનો સૌથી મોટો અંશ ભય છે...... જે માનવ-સભ્યતાનો પાયો શિક્ષાનો ભય હોય, તે કાગળની એક કંદીલ છે, જેનો કાગળ ખુબસુરત છે, પરંતુ દીપક ઝાંખો છે.

એવું સમજશો નહિ કે મારા હૃદયમાં ધર્મની ઈજ્જત અને પ્રતિષ્ઠા નથી, પરંતુ ધર્મ સંબંધી મારી વિચાર-સરણી કંઈક જૂદી છે. મારા મનથી જે કામ માત્ર સ્વર્ગની આશાએ કરવામાં આવે, તે કેવળ ધોકો છે અને જે અપરાધ ફક્ત નર્કની બીકથી કરવામાં ન આવે તે ફરેબ છે. અપરાધી સીત્તેર હજાર વર્ષ નર્કમાં બળવાના ભયે ગુન્હો ન કરે, તેથી તેની ગુન્હેગારી ઓછી થતી નથી. તેનું હૃદય અને માનસ ગુન્હેગાર જ રહે છે. અલબત્ત, બીજા લોકો તેના ગુન્હાની પકડથી બચી જાય છે, પરંતુ તેના પોતાના માટે તો મુક્તિનો કોઈ માર્ગ પેદા નથી થતો.

નેક પુરૂષ માત્ર સ્વર્ગની લાલચમાં નેકી કરે તો, તેની નેકી પણ બેકિંમત છે, કર્મ નેક હોય પરંતુ આત્મા નેક નથી તો પવિત્રતાનો દાવો એ દંભ છે.

પુરૂષની પ્રકૃતિનો અંદાજ આ દૃષ્ટિબિન્દુએ કરી લ્યો તો, તેણે પોતાની કલ્પના-સૃષ્ટિમાં જે સ્વર્ગ ઉભું કર્યું છે તે પુરૂષને મનભાવતું છે. સ્વર્ગમાં પણ સ્ત્રીનુ નિર્માલ્ય અસ્તિત્વ યોજાયું છે; તે અપ્સરા બનીને સ્વર્ગના બગીચામાં વસનારાઓની સેવાજ કર્યા કરે!

હું આ વિવાદને વધારે લંબાવવા ચાહતી નથી, અને ન તો તમારાથી અથવા તમારા જેવી વિચારસરણી ધરાવનારા

લોકોથી, આ અંગે વિવાદગ્રસ્ત થવા ઇચ્છું છું. નાસ્તિક હું પણ નથી, પરંતુ મારી ધાર્મિક વિચાર-સરણી તમારી કલ્પનાથી કોસો દૂર છે. ધર્મની કલ્પના મારા માનસમાં તેવી નથી, જેવી મૌલાનાઓ અને પંડિતો તમને સમજાવે છે.

જે કમબખ્ત ઓરતના આ વિચારો હોય, તેની જોડે તમારી જીંદગી કેવી રીતે વ્યતીત થશે?

# પત્ર પાંત્રીસમો

## [૩૫]

ઘણા દિવસથી ક્યાં છો? ન તમારો કોઇ કાગળ મળ્યો છે, ન તમે પોતે આવ્યા છો. તમારી આ નિસ્પૃહતાથી એમ પુરવાર થાય છે કે તમારા પ્રેમનો પારો હવે ઉતરવા માંડયો છે. એમ હોય તો કેવું સારૂં થાય! સારાંશ એ છે કે હું તમારી કુશળતા જાણવા માંગું છું. એટલા માટે વિશેષ ચિન્તા થાય છે, કે તમે કેટલાય દિવસથી ઉદાસ અને ખિન્ન હતા.

## પત્ર છત્રીસમો

# [ ૩૬ ]

મને ખબર પણ ન કરી? શું આટલા બિમાર છો કે તમે તમારા હસ્તે બે શબ્દોય લખી શકતા નથી? ફરી આ એકલતા અને દેશવટામાં શું હું પણ તમારી પરિચારિકા બની શકતી નથી? તમારાથી હું તે પ્રેમ ન પણ કરી શકું, જેની તમે ખાહેશ રાખો છો, તે છતાંય હું તમારી મિત્ર અને શુભેચ્છક તો અવશ્ય છું. માંદગીના બિછાના પર હું તમને એકલા–અટુલા મૂકી દઉં, એ બનવું અસંભવિત છે.

તમે આજપર્યંત એટલું પણ ન સમજ્યા કે મારા હૃદયમાં તમારૂં સ્થાન છે, અને મારૂં દિલ દુઃખથી વિહ્વળ થઇ ઉઠતું ન હોય એવું તો નથી. ખરું છે કે હું એક દેહ વેચનારી, લજ્જાવિહોણી સ્ત્રી છું, પરંતુ એટલું તો કદાચ તમે ય જાણો છો કે હું માનવતાથી વંચિત તો નથી.

તમે કેટલાય દિવસથી સખ્ત માંદા છો. અને તમે મને ખબર પણ ન કરી, એ જાણીને મારા ગુન્હેગાર હૃદયને આઘાત લાગ્યો. શું જે સ્ત્રીને પત્ની બનાવી શકાતી હોય તેને પત્ની

બનાવવા પૂર્વે પરિચારિકા બનાવવાને પાત્ર પણ ગણી શકાતી નથી ? જે સ્ત્રી, બજારૂ પ્રિયતમા બનીને દરેક વેળા તમને પોતાને દાસ બનાવી રાખતી હોય, શું તમે એમ ધારો છો કે તેનું હૃદય દયાથી સમૂળગું કોરૂં હશે ? તે કેવળ નખરાં જ જાણે છે, દયા નથી જાણતી ? શું એમ નથી બની શકતું કે વિલાસમાં તમે મારા દાસ હો તો વેદના, સંકટની દશામાં હું તમારી દાસી હોઉં ?

મને આજ્ઞા આપો, કે જ્યાં લગી તમે તંદુરસ્ત થઇ ન જાવ, ત્યાં લગી હું મારી ફરજ બજાવું......તે ફરજ જે માત્ર સ્ત્રીની ફરજ છે ! નિઃશંક હું મારી જાતીયતાને મારા ધંધા ઉપર કુરબાન કરી ચૂકી છું. તે છતાં સપાટીના તળીયે હજી લગી સ્ત્રી સજીવન છે. તે થાકેલા પ્રવાસીઓનો આરામ, જખ્મોનો મલમ, જીવનના અંધકારમાં પ્રકાશનું એક કિરણ બની શકે છે.

પુરૂષ તો કદાચ હેવાનિયતના તોફાનમાં પોતાની જાતીયતાનેય નષ્ટ કરી દેતા હશે, પરંતુ સ્ત્રી કોઇ પણ દશામાં પોતાની પ્રકૃતિથી વંચિત થતી નથી...... હું તમારા રૂહ (આત્મા)ની સેવા ન કરી શકી, તેને ફના કરી દેવું એ મારા ધંધાની ફરજ છે, પરંતુ હું તમારા શરીરની સેવા તો અવશ્ય કરી શકું છું. વિલાસની ક્ષણોમાં મેં તમને વિષ પીવડાવ્યું, પરંતુ વેદનાની પળોમાં હું મધ પણ પેશ કરી શકું છું.

જ્યાં સુધી તમે વતન જતા નથી ત્યાં સુધી હું તમારી પરિચારિકા રહીશ.

## પત્ર સાડત્રીસમો

# [૩૭]

આ ચાર સપ્તાહ એવાં પસાર થયાં છે કે હું જાણે દુનિયા-માં જ ન હતી! તમારા બિછાનાની નજીક સવારથી સાંજ અને સાંજથી સવાર સુધી બેસીને હું દરરોજ મારા માટે એક નવી દુનિયા સર્જતી હતી અને નષ્ટ કરી દેતી હતી!

સેવા–સુશ્રૂષા એ મારા જીવનનો એક નવો અનુભવ હતો. તમે કૃતજ્ઞતા પ્રકટ કરીને મને શરમાવો છો. મારી ઉંમરમાં મેં આજ સુધી કોઈ માંદાની માવજત કરી નથી. મારા માટે આ એક તદ્દન નવું કામ હતું. બહેન, દિકરી અને પત્ની બનીને, સ્ત્રીને પોતાની પ્રકૃતિના પ્રાકટ્ય માટે કર્મનું આ એક નવું ક્ષેત્ર મળે છે. હું આજ પર્યંત ન કોઈની બહેન બની, ન દીકરી, ન પત્ની. મને શી ખબર કે સેવામાં સ્ત્રી શો આનંદ મેળવે છે? પરંતુ ગત ચાર અઠવાડિયામાં હું એક નવી પાઠશાળામાં કેટલાક નવા પાઠ શીખી. મારી વિસરાયેલી માનવતા યાદ આવી ગઈ—યાદ આવી ગયું કે હું અસ્મતફરોશ છું, પતિતા છું, પણ સ્ત્રી ય છું. મારા આત્માએ એક નવી ઘંટડી બજાવી, જેનો રણકાર મેં પૂર્વે કદિ સાંભળ્યો ન હતો.

તમારા બિસ્તર પાસે રાત્રિએ બેઠાં બેઠાં જ્યારે તમે ઉંઘતા રહેતા હતા અથવા જ્વરની દશામાં બેભાન પડેલા રહેતા હતા ત્યારે, હું મારા હૃદય સાથે કલાકો પર્યંત વાતો કર્યા કરતી હતી. દિલ કહેતું હતું ;

"તું આ પણ કરી શકે છે? લયલા! તું પ્રેમીઓના ખભાઓ પર વાળો પ્રસરાવીને સુનારી, એક રોગીના બિસ્તર પર આવી રીતે જાગી પણ શકે છે? તું રાતભર એશની મહેફિલમાં જાગીને પરોઢીયું કરી દેનારી અને ફરી દિવસભર સુઇ રહેનારી, તું મધરાત પછી સુનારી અને દિવસના બીજા પ્રહરે ઉઠનારી, તું રાત્રિભર માંદા આગળ જાગીને, ફરી દિવસભર, અને ફરી રાત્રિભર અને ફરી દિવસભર જાગ્યે જ જશે! જાગ્યે જ જશે! તારા હાથ જે મેંદીથી વધારે કોઇ વજન સહન કરવાનું નથી જાણતા, જે ચુટકીઓ લેવા સિવાય કોઇ કામ નથી કરી શકતા, જેનો એક એક નખ કેવી કળામય રીતે શણગારવામાં આવે છે, રંગવામાં આવે છે, સજાવવામાં આવે છે, તે હાથ દવા પણ તૈયાર કરી શકે છે? રોગીનો બિસ્તરો ય સાફ કરી શકે છે? તેના મસ્તકનો સહારો પણ થઇ શકે છે? રોગીના શરીર પર બેઠેલી માખીઓ પણ ઉડાડી શકે છે? લયલા! તું આ બધું ક્યાં શીખી? તું રડતા–કાકલુદીઓ કરતા પ્રેમીઓને, રાત્રિના અંધકારમાં ઠુકરાવીને ઘરથી બહાર કાઢી મૂકે છે; તારાથી આ પરિચારિકાનું કામ કેવી રીતે બની શક્યું?"

કલાકો પર્યંત મારૂં હૃદય આ પ્રકારની વાતો મારી જોડે કરતું રહેતું હતું, અને હું પોતે ચકિત થઇને, મારા સંબંધી આ વિચિત્ર શોધખોળોને સાંભળતી રહેતી હતી. મારા માટે આ એક તદ્દન નવો અનુભવ હતો. હું સવારે બે કલાક

અને સાંજે ત્રણ કલાક મારા ચહેરા અને શરીરના શણગારમાં તન્મય રહું છું, હું દિવસમાં ત્રણ ત્રણ વાર વસ્ત્રો બદલું છું, તમારી માંદગીમાં પાંચ પાંચ દિવસ મેલાં કપડાં પહેરીને બેસી રહેતી હતી, અને આખો દિવસ મોઢું ધોવાનો વિચાર સરખોય મને આવતો ન હતો. દુનિયામાં મને ચાહનારો કોઈ નથી કહી શકતો કે આ ચાર સપ્તાહ મેં કેમ કરી આમ વ્યતીત કર્યાં હશે ?

જો સ્ત્રીના હૃદયમાં પોતાની ઇજ્જતની લાગણી બાકી રહેતી નથી, તે પોતે પોતાના અસ્તિત્વને ઘૃણાની દ્રષ્ટિએ જોવા લાગે છે, તો એજ તેનું મોત છે! તે આ મોત પછી દુનિયામાં સજીવન પણ રહે ખરી, પરંતુ તે સ્ત્રી બનીને સજીવન નથી રહેતી.

જો આ દશામાં પણ તે સહસા અનુભવવા લાગે કે હજી તેનામાં સ્ત્રીપણું કંઇ ને કંઇ બાકી છે, તો જાણે તે મૃત્યુના સ્વપ્નમાંથી જાગૃત થઇ રહી છે! ગત ચાર અઠવાડિયાંની સુશ્રુશા પછી મને લાગે છે કે મારા જીવનમાં જાણે એક નવી જ્યોત પેદા થઇ છે, જે મારા ગુમાન અને ધારણાથી પર હતી...... મેં જાણે કંઈ મેળવી લીધું, મને જાણે મારા પ્રેમનો પુરસ્કાર મળી ગયો. પછી આભાર કેવો? મેં જે કંઇ કર્યું તે મારા પ્રેમનું ફરમાન હતું. આભાર માનીને તમે કેમ મારી પ્રકૃતિનું અપમાન કરો છો ?

## પત્ર આડત્રીસમો

# [ ૩૮ ]

જ્યારે તમે મહેલોનાં સ્વપ્નાં જોઇ રહ્યા હો, અને અચાનક તમારા ઝુંપડામાં આગી લાગી જાય,

જ્યારે તમારી કલ્પના તમને એક બુલન્દ પર્વતના શિખર પર ચઢાવી રહી હોય, અને તમે એકાએક તમને બજારની ગટ-રમાં પડેલા જુઓ,

જ્યારે તમને ખાત્રી થઇ ગઇ હોય કે તમે ઘણા વિખ્યાત, પ્રથમ પંક્તિના અને માનનીય લેખક છો, તમારી ગણના સાક્ષરો અને સાહિત્યકારોની હારમાં કરવામાં આવે છે, દુનિયા તમારા લખેલા એક એક શબ્દને મોતી અને હીરાની માફક સમેટી રહી છે...... અને સહસા મોહોલ્લાનો વૃદ્ધ ટપાલી "નયરંગે ખ્યાલ" ના તંત્રીનો કાર્ડ લાવીને આપે, જેમાં લખ્યું હોય કે "દિલગીર છું કે તમારો મોકલેલો લેખ પ્રસિદ્ધિને પાત્ર નથી!"......;

જ્યારે તમારી વિચાર–સરણી તમને એક ઘણા મોટા દેશ-નેતાના સ્વરૂપમાં, પ્રસિદ્ધિ અને ઇજ્જતના સાતમા આકાશે ચઢાવી દે, તમારા ગળામાં સેંકડો હાર પડેલા હોય, તમારી ગાડીને

સેંકડો માણસો હાથોહાથ ખેંચી રહ્યા હોય, તમારા પ્રમુખપદેથી અપાયેલા સનસનાટીભરેલાં ભાષણોએ ખળભળાટ મચાવી દીધો હોય, અને ઉંઘમાંથી તમે એકાએક જાગો અને તમને ચંડુલખાનાની ફાટેલી ચટાઇ ઉપર પડેલા જુઓ,

જ્યારે તમારી વિચાર–ધારા એક મૌલાના કે એક પંડિતજીના નેક અસ્તિત્વનો જામો ધારણ કરી રહી હોય, અને મસ્જિદના ચોકમાં અથવા શિવાલયના વરંડામાં પ્રભુના હજારો સેવકો તમારા હાથોને ચુમ્બનો આપતા હોય, તમારા ચરણો પર પોતાના કપોળ રગડી રહ્યા હોય, અને અચાનક ભોંયખંડના વજનદાર કમાડો બંધ થવાનો અવાજ તમને ચોંકાવી દે, અને તમને યાદ આવે કે પોલિસે તમારી ઉપર એક પરણેલી સ્ત્રીને ન્હસાડવાનો આરોપ મૂકી લોકઅપમાં પૂરી દીધાં છે,

જ્યારે તમે સ્વપ્નું જોઇ રહ્યા હો, કે તમે વિશ્વના એક મોટા વિમાની છો, તમે તમારા વિમાનમાં હિમાલયના શિખર પર પહોંચી ગયા છો, તમારા આ સાહસની પ્રશંસામાં વર્તમાનપત્રોનાં કોલમો ને કોલમો ભરેલાં છે...... અને તમારી આંખ ઉઘડી જાય, અને હવાઈ વિમાનના બદલે તમે એક કપાયેલા કનકવાને તમારા મકાનના છાપરા પર પડતો જોઇને દોડી જાવ,

જ્યારે તમે વિચાર કરી રહ્યા હો હાથી અથવા મોટરની સવારીનો, અને તમને એક્કામાં બેસેલા જુઓ,

જ્યારે તમે સુતાં સુતાં સ્વપ્નું જોઈ રહ્યા હો સિંહના શિકારનું અને નાકપર મચ્છરે મારેલા ડંખની વેદનાથી તમે ઉછળી પડો,

જ્યારે કલ્પના તમારા મુખમાં સ્વાદિષ્ટ અને મજેદાર

કોળીયા આપી રહી હોય, અને તમને તમારા હાથમાં સુકાયેલા રોટલાનો એક કડકો દૃષ્ટિએ પડે,

જ્યારે તમે સત્તાધીશો જેવી પ્રતિષ્ઠા અને જાહોજલાલીના ખ્વાબ જોઇ રહ્યા હો, અને આંખો ઉઘાડયા પછી તમારી વાસ્તવિકતાને એક ગુલામથી પણ વધારે ન જુઓ......

ત્યારે તમને સ્વપ્નાં અને તેના ફળોનો તફાવત માલુમ પડે છે!

જ્યારે હું તમારા માંદગીના બિછાનાની સમીપ બેસીને, અહિંના અંધકાર અને નિઃશબ્દતામાં ખ્વાબ જોતી હતી કે હું એક શરીફ અને શીલવંતી પત્ની છું, અને મારા પતિની સેવા કરી રહી છું, ત્યારે આ સ્વપ્નના રસમાં રાત્રિના ઉજાગરાની તકલીફ અને માવજતના પરિશ્રમને સાવ વિસારી જતી હતી. કેટલીક રાત્રિઓ તો એવી પસાર થઇ છે કે હું સાંજથી સવાર સુધી—જ્યારે તમે તાવની હાલતમાં ગાફિલ પડેલા રહેતા હતા—એજ દુનિયામાં રહી. પરંતુ હવે, જ્યારે તમારી ખીદમતમાંથી નવરી થઇ મારા ઘેર આવી છું અને પ્રેમીઓની ઇશ્કબાજીનો ધંધો પુનઃ શરૂ થયો છે, વિયોગના દર્દમાં મરી રહેલા પ્રેમીઓ ફરી એકત્ર થતા જાય છે, ત્યારે હવે મને પણ સ્વપ્નાં અને તેના ફળો વચ્ચેનો બોધક તફાવત કળાઇ રહ્યો છે. મને કોઇ કહી રહ્યું છેઃ "લયલા! તે દુનિયા જે બિમારના બિછાના આગળ હતી તે તારા માટે નથી!"

# પત્ર ઓગણચાલીસમો

# [ ૩૯ ]

હવે શું કહેવું ? તમે સાહિત્યકારોના આકાશી અને આધ્યાત્મિક બિરાદરોમાં દાખલ થતા જાવ છો! તમે જ્યારે એવું જૂઠું લખી શકો, જેના અંદરથી અનેક અસત્યો જન્મી શકે, ઘણાં વિવાદો, પેટાવિવાદો ઉદ્‌ભવી શકે, ત્યારે સમજી લેજો કે તમે સાહિત્યકાર થઈ ગયા! સાહિત્યકારની ઓળખ એ છે કે તે છાપાખાનાની રૂશ્નાઇથી પોતાનું નામ જોવાની તીવ્ર ઇચ્છા રાખતો હોય છે. જો માસિકો અને વર્તમાનપત્રો અંદર અંદર ત્રાગડો ગોઠવી લે અને તેના લેખો પ્રસિદ્ધ ન કરે તો આ જબરદસ્તી અને અન્યાયના ખિલાફ તે પોતાને પ્રસિદ્ધમાં મૂકવાની બીજી યુક્તિઓ શોધી લેશે.

હું ઇચ્છું છું કે જો મારા અને તમારા આ પત્રોની પ્રસિદ્ધિની વર્તમાનપત્રો અને માસિકોના પાષાણ હૃદયી તંત્રીઓ ઇન્કાર કરે છે અને કોઈ પણ પ્રકારે મારી તમારી આશિકી માશૂકી મુદ્રણ રૂપી ઘરેણાંથી ન શણગારાઇ શકે, તો કોઇ યોજના યોજી આ પ્રકરણો પ્રસિદ્ધ કરાવજો.

...અને હા, શ્રેષ્ઠ તો એ છે કે તમારા ઇશ્કની દર્દભરી કથા ઉર્દુ, હિન્દી કે ગુજરાતી કોઇ માસિકમાં હમણાં જ લખવી શરૂ કરી દો. મને પણ તેનાથી લાભ મળશે. તમારી સાક્ષર-દક્ષતા પત્રવ્યવહારમાં વ્યતીત કરવાથી શું મળશે?

## પત્ર ચાલીસમો

## [ ૪૦ ]

કરમાઇ ગયેલી આશાઓ અને ઇચ્છાઓ, થાકી ગયેલા ઇરાદાઓ અને ઉમંગો, થાકી ગયેલા વિચારો, થાકી ગયેલી મુહબ્બત, થાકી ગયેલો વિષાદ, થાકી ગયેલી ખુશી......થાકી ગયેલું સમગ્ર જીવન! ઓ પ્રભુ! ફરી કેમ, મારા થાકી ગયેલા દિલમાં મહત્ત્વકાંક્ષાઓની નવી નવી દુનિયા રચાય છે? ફરીવાર કેમ હર્ષ અને શોક એક બીજાના હાથમાં હાથ નાંખીને વઢતા ઝઘડતા ચાલ્યા આવે છે?

હું માટીના તે કીડા જેવી છું, જે માટીમાં પેદા થાય છે, માટીમાં રહે છે, માટીને ખાય છે, માટીમાંથી ઉછેર મેળવે છે, અને પછી એક દિવસ કોઈ પંથીના કદમોથી કચડાઇને માટી-માં જ મળી જાય છે! એ અભાગી કીડાને શું એટલીય ખબર નથી, કે જો મહત્ત્વકાંક્ષાઓ તેના દિલને કોરશે તો તેનો અંજામ શું થશે? સૂર્યનો પ્રકાશ, ચાંદનીનું નૂર, સૌંદર્ય, વિજળીની ચમક, વાદળાંની ગર્જના—કોઇમાં એ શકિત નથી, કે એ કીડાના હૃદ-યમાં મહત્ત્વકાંક્ષાઓને પ્રવેશવા ન દે, અથવા જો પ્રવેશી જાય તો તેને નષ્ટ કરી દે, અને પછી માટીની એ ચપટીને પોતાના બાહુમાં લઇને ઉડી જાય, સકળ વાતાવરણમાં સમાઇ જાય.

તમે કહેશો કે મારો ઉતાર-ચઢાવ પણ વિચિત્ર છે. કદિ વિદ્યુત બનીને ચમકું છું, કદિ વાદળી બનીને ગર્જું છું, કદિ વરસું છું તો વરસ્યે જ જાઉં છું, કદિ વંટોળિયા સરખી ઉડું છું તો બુલન્દી તરફ ઉડતી જ જાઉં છું, કદિ પુષ્પની માફક સ્મિત કરૂં છું અને કદિ ઝાકળની માફક આંસુ બની જાઉં છું...હસતાં હસતાં રડી દઉં છું, રડતાં રડતાં હસવા લાગું છું...મારૂં કોઈ ઠેકાણું જ નથી...હમણાં શીતળ વાયુ વાઇ રહ્યો છે, તો હમણાં ગ્રીષ્મના બીજા પ્રહરની લૂ ચાલવા લાગી!...મારી વિચિત્ર દશા છે, હું અજબ ઇન્સાન છું! કોણે મને એવી બનાવી દીધી? કેમ હું આવી બની ગઈ?

તમે કહો છો કે હું બિમાર રહેત તો સારૂં હતું, જેથી તમે દરેક વેળા મારી ચાકરીમાં તન્મય રહેત, પરંતુ તમે સાજા ક્યારે થયા? જ્યારથી મારી-તમારી મુલાકાત થઈ છે, તે દિવસથી આજ પર્યંત મેં તો એજ જોયું છે કે તમારો દિમાગ રોગગ્રસ્ત છે, તમારૂં હૃદય બિમાર છે, તમારા કાળજામાં જખ્મ છે અને હું પ્રથમ દિવસથી જ તમારી પરિચારિકા છું—સેવા સુશ્રુષા જ કરનાર માત્ર નહીં, બલ્કે ઉપચાર કરનાર હકીમ. કદિ મજાક અને આનંદના રંગમાં; કદિ ઘૃણા અને બેજારીના અંદાજમાં, કદિ ગુસ્સાથી, કદિ સ્નેહથી, કદિ હસીને, કદિ રડીને તમારો ઉપચાર કરૂં છું......તમે બદપરહેજ છો, એ કારણે સાજા થવા પામતા નથી. મનાઈ કરેલી વસ્તુઓનો ત્યાગ કરતા નથી, જૂના રોગીની ભાંતિ ચીડીયેલ થઇ ગયા છો, હઠ કરો છો. તમને એ જ્ઞાન નથી કે રોગથી વિશેષ કઠિન વસ્તુ સુશ્રૂષા હોય છે? જો ક્યાંક હું માંદી થઇ જાઉં......એજ રોગ મને થઇ જાય (ઇશ્વર એવું ન કરે!), જે તમને છે, તો શું તમે મારી સુશ્રૂષા કરી શકશો? થઇ શકશે?

શું તમે હજી કોઇ બિમાર જોયા જ નથી? બિમાર કોને કહે છે એ તમે જાણતા જ નથી. માથામાં દર્દ થઇ જાય છે તો સમજો છો કે માંદા થઈ ગયા. હૃદયની અંદર સોખંડને ઓગળાવી દેનાર એક ભઠ્ઠી ધગધગતી હોય, આંસૂ અંસૂ બનીને વહી જાય, તે વેળા સમજો છો કે બિમારી છે! હમણાં બિમાર તમે જોયા જ નથી! જ્યારે ભાલાની અણી દિલમાં પેસી જાય, જ્યારે ખાંડાની ધાર આત્માને કોરી જાય, જ્યારે વિષ પાયેલું તીર શરીરની અંદર ભોંકાઇ જાય,......ત્યારે સમજો કે તમે બિમાર છો.

## પત્ર એકતાળીશમો

# [૪૧]

પાપ? શું કહ્યું? પાપ કોને છે? જે વસ્તુથી ઇન્સાનને દુનિયામાં ભાગવાનું ન હોય, જે એટલી બધી પ્રચલિત હોય કે સેંકડે સોએ સો ટકા તેમાં સપડાયેલા હોય, તેને બુરી કેમ કહો? જો પાણી પીવું ગુન્હો છે, આંખોથી જોવું ગુન્હો છે, કાનોથી સાંભળવું ગુન્હો છે, તો પછી બતાવો તે કયી વાત છે, જે ગુન્હો નથી, પાપ નથી, અપરાધ નથી?

કોણ છે જે જૂઠું નથી બોલતો, પોતાના સહચરોની જોડે અન્યાય નથી કરતો, બીજાની મિલ્કતો ઉપર બળાત્કારે કબ્જો નથી કરતો, જમીનના એક એક તસુ ખાતર પ્રાણ નથી આપતો, એક એક કોડીના માટે બંધુઓથી નથી લડતો, એક એક કોળીયાના માટે ઝઘડાઓ નથી કરતો. કોણ છે એવા બાદશાહથી ભિખારી સુધી, મસ્જિદના સૌથી બુલન્દ મિનારથી મંદિરના સૌથી મોટા ઘંટ સુધી......અને બે આનાવાળી વેશ્યા સુધી?

દુનિયામાં ન પાપ કોઇ વસ્તુ છે ન પુણ્ય; આખા માનવજીવનનો પાયો કેવળ બે વાતો ઉપર નિર્ભર છેઃ સશકતતા અને

નિર્બળતા. સશક્તતા પુણ્ય છે અને નિર્બળતા પાપ છે! આ બે કાનૂન છે, એ ધર્મ છે, એ સિદ્ધાંત છે, ત્રાજવાનાં બે પલ્લાં છે. બસ! સશક્તતા અને નિર્બળતા, યુવાની અને વૃદ્ધાપો, આ બે શબ્દોમાં દુનિયાની સમસ્ત દિનચર્યાની તપસીલ ગુપ્ત છે.

સશક્ત કાયદા બનાવે છે, નિર્બળ શિક્ષા મેળવે છે, સશક્ત પોતાની વિખ્યાતિ અને તાકાતના મિનાર ચણે છે, નિર્બળ પોતાની ઘોરો ખોદે છે. જો સશક્ત શરાબ પીએ તો તે બિલ્કુલ હલાલ; જો નિર્બળ પીએ તો તે હરામ! જો સશક્ત ખૂન કરે તો તે ન્યાય અને ઇનામને યોગ્ય; અને નિર્બળ કોઇની કતલ કરે તો તેની સજા મોત! જો સશક્ત પ્રકૃતિના વિરૂદ્ધ કૃત્ય કરે તો તે ક્ષમાને પાત્ર છે, અને જો નિર્બળ તેમ કરે તો તે શિક્ષાને લાયક! સ્ત્રીની જોડે સશક્ત જે વર્તન કરે તે ન્યાયી ઠરે; પરન્તુ નિર્બળ એજ કરે તો સજાપાત્ર ઠરે.

સશક્ત પોતાના મહેલમાં બે હજાર સ્ત્રીઓ અને દાસીઓ ભરી લે છે તો તે બધી રાણીઓ છે, અને તે દરેક માટે પોતાના માલિકની તાબેદારી કરવી આવશ્યક છે, પરંતુ નિર્બળ, જો એકથી વધારે સ્ત્રીથી સંબંધ રાખે તો તે લંપટ છે! રાક્ષસીમાં રાક્ષસી ખુનનો ખૂની, વિલાસી, શરાબી ખલીફા અને મહારાજાધિરાજ બની શકે છે, પણ તેમના ગુલામોને ઐયાસી અને શરાબ પીવાના અપરાધ બદલે એજ ખલીફા અને મહારાજાધિરાજની અદાલત દિવસ રાત સજા કરે છે! શિક્ષા, દંડ અને પુણ્યનો આધાર જરાય નેક અને બદકૃત્યો પર નથી, વાસ્તવમાં આધાર તો પક્ષકારોની સશક્તતા અને નિર્બળતા ઉપર છે......પછી નાહક શા માટે સંસ્કાર, વિનય અને કર્મની કસોટીને આકાશી અને પ્રભુ તરફની કહો છો?

તમે કહેશો કે આધુનિક વ્યવસ્થા વિના, માનવ સંસ્કૃતિ સ્થાપિત રહી શકતી નથી. હું કહું છું કે આધુનિક સંસ્કૃતિ વગર શું વિશ્વ આબાદ ન હતું ?

જ્યારે સમાજના દરેક વર્ગમાં, પ્રત્યેક બે માનવોની વચ્ચે પછી તે બાપ-દીકરો પણ હોય, સ્પર્ધા જારી રહે અને એ સ્પર્ધાનો પાયો શારીરિક સશક્તતા, ચાલાકી, છળ અને કપટવૃત્તિ બની જાય તો, આ દુનિયા જહન્નમથી કેવી રીતે ઓછી લેખાય ?

અમે જો આ વિશ્વના નર્કમાં, હર્ષ અને શોકનું જીવન વ્યતીત કરી શકીએ છીએ, તો ફરી તે બીજા નર્કથી શા માટે ડરીએ, જેની ધમકીઓ મઝહબ આપે છે ? હું તો માનું છું કે પરલોકનું નર્ક કદાચ આ દુનીયાની જહન્નમથી ઓછું કષ્ટકર હશે. ત્યાં એમ તો નહીં હોય, કે એક જ માનવજાતિની જીંદગીમાં સશક્તનું રાજકારણ નિર્બળને કચડી રહ્યું હશે!

આપણી દુનિયામાં બુદ્ધિમન તે કહેવાય છે, જેઓ ગુલામ બનાવવાની અને બીજાઓના હકકોપર બળાત્કારે કબ્જો કરી લેવાની કળા જાણતા હોય છે! સમાજરચના ધનાઢ્ય અને ચાલાક તેને કહે છે કે જે બાકીના તમામ વર્ગો પર શાસન કરી શકે, અને તેમનું રકત ચુસી ચુસીને પોતાની તાકાતમાં વૃદ્ધિ કરતો રહે!

શાસક અને શાસિત, મૂડીવાદી અને શ્રમજીવી, ધર્મગુરૂ અને સેવકઃ આ જૂદા જૂદા નામોના પરદામાં હકિકત એક જ છે જે ગુપ્ત છેઃ સશક્તતા અને નિર્બતા, સારૂં-નઠારૂં, પુણ્ય-પાપ, પવિત્ર-અપવિત્ર, ઉચ્ચ-નીચ, ધર્મિષ્ટ-નાસ્તિક, માલિક-ગુલામ, આ બધા રૂઢ નામો સશક્તતા-નિર્બળતાની પારાશીશી રૂપ છે,

જો આજે તમે કમજોર થઈ જાવ અને હું સશક્ત બની

જાઉં તો, તમારૂં અસ્તિત્વ એક અક્ષમ્ય અપરાધ અને મારૂં પતિતાપણું એક પવિત્ર કાર્ય કરે, હું જે કરૂં છું, તેને સુકૃત્યો કહેવામાં આવે અને તમે જે કંઇ કરો છો, તેને પાપ અને અપરાધ સમજવામાં આવે. તમારા પ્રતિ ઘૃણા અને તિરસ્કાર તેજ સંકેતો કરવામાં આવે, જે અત્યારે મારા પ્રતિ કરવામાં આવે છે. ......તમારા સલામને કોઇ પણ ન ઝીલે, અને સભાઓમાં મારી ગાડી ખેંચવામાં આવે! મારા–તમારામાં કૃત્યનો ફરક લક્ષને પાત્ર નથી, પરંતુ સશકતતા અને અશકતતાનો તે ફરક છે. જેણે સ્ત્રીની ગરદન, પુરૂષના કદમોના હેઠળ મુકી દીધી છે!

શું ખુદાએ આ દુનિયાને જ્યારે ઉત્પન્ન કરી હતી ત્યારે તેણે અમારા જીવનની એજ વ્યવસ્થા નિયુકત કરી હતી, જે આજે છે? તમે મારી સ્પર્ધામાં સશક્ત છો–બળવાન છો, એ કારણે એમ કહેશો, કે વર્તમાન સમાજ--વ્યવસ્થા અને સંગઠ્ઠન કુદરતી જ છે. અને હું નિર્બળ છું, એટલે મારે તમારો ચૂકાદો માનવો જ પડશે, પરંતુ યાદ રાખો કે હું સશક્તના મુકાબલામાં અશક્ત તો છું, પરંતુ હું બંડખોર છું, તમે મારી માનવતાનો લેબાશ ઉતારીને, મને દિગમ્બર કરી શકો છો, તમે મને તમારા ઘરની દાસી અને આયા બનાવી શકો છો, પરંતુ ઇમાન એક વસ્તુ છે, જેને કોઈ બળવાન-સશક્ત અશક્ત–નિર્બળ કનેથી છીનવી શકતો નથી. પ્રભુની લીલાનો એજ સૌથી બુલન્દ ખડક છે, જે દુઃખીઓનો સહારો છે.

પુરૂષે પોતાની શક્તિ અને કાવાદાવાથી, સ્ત્રીના અસ્તિત્વને નષ્ટ કરી દીધું, તેના કપાળ પર ગુલામીનું તિલક દોરી દીધું, પણ હજુ લગી પુરૂષ તેના ઇમામને નષ્ટ કરી શકયો નથી. હિન્દુસ્તાન અને વિશેષતઃ સમસ્ત એશિયામાં સ્ત્રી, એક વેળા પુરૂષના દંભ સામે એવો ભયંકર વિદ્રોહ કરનાર છે, જે તમારા

જર્જરિત સમાજના તરાપાને છિન્નભિન્ન કરી દેશે. અમે-તમે ઘણે ભાગે તે વેળા દુનિયામાં જીવતાં ન હોઇશું, જ્યારે એ પ્રલય આવશે.

સ્ત્રીઓની કોઇ વાત તમને નાપસંદ હોય તો તમે લોકો નિઃસંકોચ કહી દો છો કે એ ગુન્હો છે, એ અપરાધ છે. પરંતુ અમે જો તમારા કોઈ ગુન્હા યા અપરાધના તરફ ઈશારો કરીએ છીએ તો, તમે અમારી આંખો ફોડવાને માટે કટિબદ્ધ થઇ જાઓ છો. અમે બજારમાં બેસનારી સ્ત્રીઓ સૌથી વધારે દયાને પાત્ર છીએ અને સૌથી વધારે પિડિત છીએ. જો પ્રભુની ઇચ્છા હશે તો અમે જ બંડખોરોની પહેલી હરોળમાં ખડી થઈ, તમને કહી શું કેઃ

"પાછું આપો, ગત સદીઓમાં તમે જે કંઇ અમારી પાસેથી ખુંચવ્યું છે તે અમને પાછું આપો. અમારા ચૂસેલા રક્તના એક એક ટિપાનો હિસાબ આપો. અમારી અલોપ થયેલી મહત્વાકાંક્ષાઓ, તૂટેલી આશાઓ, જખ્મી દિલો, બગાડેલા નસીબોનું મૂલ્ય ચૂકવો! એક એક ઘા જે તમે કર્યા હતા તે બધા તાજા છે; એમાંથી પ્રત્યેક ઘાના બદલે તમારા આત્માને એક એક લાખ ચાબૂકના ફટકા મારવામાં આવશે."

તે દિવસે તમારા અહંકારની કમ્મર તૂટશે, અને તે દિવસે ઇશ્વરના ન્યાયના ત્રાજવાનાં પલ્લાં સમાન થઇ જશે!

વૈરનું આ સ્વપ્નું મારી માફક હજારો દુઃખી અને પીડિત સ્ત્રીઓ જોઇ રહી છે. તમારો અત્યાચાર વધતો જશે, અને તેની જોડે બંડખોરોની સંખ્યા પણ વધતી જશે, તે ત્યાં સુધી કે એક દિવસે સશક્ત અને નિર્બળ પોત પોતાની જગ્યા ફેરબદલ કરી લેશે.

ધડ–પૂંછડા વિનાની આ કલ્પના ઉપર આજ ઘૃણાત્મક હાસ્ય કરો, હસ્યે જાવ, હસી હસીને સ્રીના કમજોર અસ્તિત્વને ઠુકરાવતા જાવ. એજ હાસ્ય એક દિવસે, મોતનો ફાંસો બનીને, તમારા ગળાની રગોને ફાડી નાંખશે.

આ તે ઈશ્વરનો જવાબ છે જેનો ઉલ્લેખ તમે તમારા પત્રમાં મારા પાપો પરત્વે કર્યો હતો !

## પત્ર બેતાલીસમો

## [ ૪૨ ]

તૂટેલા મકાનમાં એક ડોસી રહેતી હતી. એક દિવસે તેને દુધપાક રાંધવાની ઇચ્છા જાગી. દૂધ લેવા માટે તેણે પોતાના છોકરાને બજારે મોકલ્યો. છોકરો દૂધ લઇને આવી રહ્યો હતો કે રસ્તામાં એક કપાયેલો પતંગ નીચે પડતો દેખાયો.

સડક પર ઘણા છોકરા તે પતગને લૂંટવા દોડયા; તે પણ દોડયો; દૂધનો પ્યાલો હાથમાથી પડી, ભાંગી ગયો અને તેના કકડા જમીન પર પડેલા રહી ગયા.

થોડીવાર પછી એક ધનવાનનો પુત્ર પોતાની મોટર દોડાવતો એ સડક પરથી પસાર થયો. કાચના પ્યાલાની એક અણીદાર કણી મોટરના ટાયરમાં ઘુસી ગઇ. ટાયર ફાટી જવાના કારણે કસ્બામાં થોડીવાર થોભવું પડયું.

તે મોટરનું ટાયર દુરસ્ત કરાવી રહ્યો હતો, ત્યાં સામેના મકાનની બારીમાં તેણે એક ખુબસુરત છોકરી જોઈ. જોતાં જ તે આશક્ત થઇ ગયો. થોડાક સમય લગી મજકૂર છોકરીના મા-બાપથી સદેશાની આપ-લે થયા પછી, તે અમીર પુત્રનો સદર છોકરી જોડે નિકાહ થઇ ગયો.

આ સંબંધથી સાત બાળક અવતર્યાં. એ સાત બાળકો-માંથી પ્રત્યેક એક એક નવા ઘરનો દીપક બન્યો. દુનિયામાં એક નવો ખાનદાન પેદા થયો. એ ખાનદાનથી એક નવી બિરાદરી પેદા થઇ, અને એક સૈકાના અંદર જ તે યુગલની ઓલાદે કેટલાક કસ્બા આબાદ કરી લીધા !

હવે જો તે દિવસે સવારે પેલી ડોસીના હૃદયમાં દૂધપાક ખાવાની ઇચ્છા ઉદ્‌ભવી ન હોત, અને દૂધપાક ખાવાના બદલે તેણે ખીચડી ખાવાનો ઇરાદો કર્યો હોત તો, તે ન બજારથી દૂધ મંગાવત, ન ધનવાનના પુત્રના ટાયરમાં પંક્ચર પડત, ન તેનો નિકાહ કસ્બાની પેલી છોકરીથી થાત, ન સાત બાળકો અવતરત, ન સાત નવાં ઘર વસત, ન સાત કુટુમ્બો બનત ! ડોસીની જરાશી મહાત્ત્વાકાંક્ષાએ દુનિયાની આબાદીમાં કેટલો વધારો કરી દીધો !

ખાન સાહેબની પત્ની ઘણુ દુષ્ટ સ્વભાવની અને હઠીલી હતી. ખાન સાહેબનો સ્વભાવ પણ નાજુક અને ત્વરાથી ઉગ્ર બની જાય તેવો હતો. ઘરમાં સવારની ચાહના સમયે દાસીથી થોડુંક માખણુ હેઠળ પડી ગયું. ખાન સાહેબની પત્નીએ આવે-શમાં દાસીને બે તમાચા મારી દીધા. દાસીએ પોતાના પતિને ફરિયાદ કરી, પતિ ખાન સાહેબને શિકાયત કરવા આવ્યો. ખાન સાહેબ સવારની ચાહ વેળા માખણુ ન મળવાના કારણે પહેલે-થીજ રોષે ભરાયેલા હતા. તેમણે દાસીના ખાવિન્દને સખ્ત માર્યો. પેલાની ખોપરી ફાટી ગઇ. ખાનસાહેબ ખૂનના અપરાધમાં ગિરફતાર થઈ ગયા, અને સાત વર્ષના જેલખાનામાં મોકલી દેવાયા. પત્ની આ આઘાતના કારણે મરી ગઇ, મિલ્કત કરજના કારણે લિલામ થઇ ગઈ......

આજે ન તો ખાનસાહેબને યાદ કરનારા કોઈ બાકી છે, ન તો તેમની પત્નીની કબર ઉપર દીપક પ્રકટાવનારા!...... અને વાત કેવળ એટલી જ હતી, કે સવારે થોડુંક માખણુ હેઠળ પડી ગયું હતું! તે માખણુ તે દિ' જમીન પર પડયું ન હોત તો કદાચ આ કુટુમ્બ આવી રીતે આ ધરતી–પટ ઉપરથી નાબુદ થયું ન હોત.

એક મુઠીભર ખાક, એક કીડી, એક મચ્છર, એક સળી થોડુંક જળ, વૃક્ષનું એક પાંદડું, પુષ્પનો એક કાંટો, એક સુક્ષ્મ ઇચ્છા, એક જરીક શો વહેમ મોટાથી મોટા બનાવો અને ભયંકરથી ભયંકર પરિણામોનું નિમિત્ત બની શકે છે. માર્ગ પરના એક સાધારણુ બનાવથી ઘણી વેળા ખોફનાક બનાવો, અને રક્તમિશ્રિત ઇન્કિલાબો પેદા થાય છે, સલતનતો તોબાહ થઇ જાય છે, શાહી તખ્ત લૂંટાઇ જાય છે!

ચકલી કોઈ વૃક્ષનું એક બીજ લઇને ઉડે છે. કોઇ જંગલ અને વેરાનમાં તે બીજ તેની ચાંચમાંથી નીકળી ધરતીપર પડે છે. વાયુનો એક સપાટો પેલા બીજ ઉપર એક મુઠ્ઠીભર માટી નાંખી દે છે, વાદળમાંથી પાણીના ચંદ બિન્દુઓ પેલા બીજ ઉપર પડી જાય છે...પચાસ વર્ષ પશ્ચાત તે ઉજ્જડ પ્રદેશ સેંકડો માઇલો સુધી એક ગીચ જંગલ, જાનવરો, પક્ષીઓ અને વિકરાળ પ્રાણીઓનું રહેઠાણુ હોય છે. કોને ખબર છે કે આ વેરાનમાં પ્રથમ કેવી રીતે બીજ પડયું હતું? એ પ્રારંભ અને આ અંતનો તફાવતને જુઓ?

આરંભ અને અંતની આ પરંપરા કેટલી બધી ભયપ્રદ અને કેટલી બધી રસિક છે! પછી વિચાર કરો કે અમારા પ્રત્યેક શ્વાસની જોડે, આ કારણો ઉત્પન્ન થાય છે–એવાં સુક્ષ્મ

કે જેની અમને ખબર પણ નથી પડતી. પરંતુ એકજ દિવસમાં અથવા સો વર્ષમાં આ કારણોથી એવાં પરિણામો નિપજે છે, કે જેનાથી ઇતિહાસકારના ઇતિહાસના હજારો સફાઓ ભરાઇ જાય છે. એ સફાનો ઉદય એક નાનાશા બિન્દુને આભારી હોય છે! ઇતિહાસકાર પણ નથી જાણતો, કે જે બનાવો તે લખી રહ્યો છે, તેનું મૂળ ઝરણુ ક્યાં હતું?

જરા વિચારો અમારૂં–તમારૂં જીવન, કેટલું બધું અંધકાર-યુક્ત, અમારા–તમારા વર્ચસ્વથી કેટલું પર અને બુદ્ધિ તથા જ્ઞાનથી કેટલું બધું બુલન્દતર છે!

મારા અને તમારા સંબંધો ઉપર નજર કરો. કેટલી મામુલી વાત હતી, કે તમે તે રાત્રે મહેફિલમાં આવ્યા, અને જગ્યાની તંગીના લીધે મારી નજદીક બેસી ગયા. જો તે રાત્રિએ જે ઓરડામાં મહેફિલ જામી હતી, તે ઓરડો એટલો બધો સાંકડો ન હોત, અને પછી મારાથી અને તમારાથી થોડાક ગુફ્તેગો થઇ ન હોત તો, ગત બે વર્ષમાં મારી–તમારી જીંદગીમાં જે ભૂકંપ થતા રહ્યા છે તે કેમ થાત? ખુદા જાણે હું ક્યાં હોત અને તમે ક્યાં હોત!

તે રાત્રે ન તમે મારી ઉપર આશક્ત થવાનો ઇરાદો કરીને આવ્યા હતા, ન હું તે વેળા ચાહનારાઓની શોધમાં હતી. તમે પણ એવી હજારો મહેફિલો જોઇ હતી, અને હું પણ અનેક મહેફિલોમાં મારા રૂપની જાહેર–ખબર કરી ચુકી હતી.

જો કે હું આ દુનિયામાં તે વેળા નવી હતી, અને ધંધાની કલાથી સંપૂર્ણ જ્ઞાત ન હતી, તે છતાં તે થોડીક ક્ષણોની મુલાકાત

પછી. પ્રકટ રીતે કોઇ કારણુ ન હતું, કે હું તમને યાદ રાખત. તે રાતની ટુંકી મુલાકાત પછી કેટલાક દિવસો પર્યંત, હું મારા ધંધામાં તન્મય રહી, અને ઘણે ભાગે તમે ય તમારા એશમાં મસ્ત રહ્યા.

હું બીજે દિવસે સવારે બલ્કે તેજ રાત્રે, મહેફિલ બરખાસ્ત થવા પૂર્વેજ ભુલી ગઈ હતી કે તમે કોણુ હતા......પરંતુ તે બીજ જે તે મહેફિલમાંથી કોઇ પક્ષી લઇને ઉડી ગયું હતું, તે ક્યાંય સુધી એક ઉજ્જડ પ્રદેશમાં પડેલું રહ્યું. અને આપણે બન્ને તેના વિકાસ અને પ્રગતિથી અજ્ઞાન રહ્યાં. પરંતુ ક્યાંક કોઇ માળી હતો, જે એ બીજનું જતન કરતો રહ્યો. ખબર ન હતી, પરંતુ જીવનની ખેતીમાં તે બીજ પોતાની જગ્યા પેદા કરતું રહ્યું......આજે તેની ડાળો અરણ્યમાં ઝુલી રહી છે!

જ્યાં એક શ્વાસના માટે જગ્યા ન હતી, ત્યાં હવે વંટોળીયાં ચાલી રહ્યાં છે. કોને ખબર છે કે શું થનાર છે? પ્રેમ અને સ્નેહનાં આ વાસો આબાદ થશે કે નિરાશાઓ અને લાચારીઓના તણખા પ્રજવલિત થઈ થઇને એમને બાળી મૂકશે?

કોણુ બતાવી શકે છે, કે આ હરિયાળા વૃક્ષના છાંયડામાં બેસીને અમે-તમે જીવનના દિવસો ગાળીશું, તેની લાંબી ડાળોમાં આપણે આપણા માટે કોઇ રહેઠાણુ બનાવીશું, અથવા કોઇ દિવસે એક એવો વંટોળિયો આવશે, કે આ વૃક્ષ મૂળમાંથી ઉખડીને આપણા માથા પર પડશે અને તેના પાંદડાં આપણી કચડાયેલી લાસો પર એક લીલી ચાદર નાંખી દેશે? કોઇ શું જાણે?

તમે તમારા પ્રેમની બંસી બજાવ્યે જાવ, હું મારા સૌંદર્યનું ગીત સંભળાવ્યે જ જાઉં! જે કોઈ આ જીવન-શેતરંજ પર પોતાનો ખેલ ખેલી રહ્યો છે, તે જેવા રીતે ઇચ્છશે તેવી રીતે, પોતાનાં મહોરાઓને ચલાવતો રહેશે!......

# પત્ર તેંતાલીશમો

## [૪૩]

ઠીક જ થયું કે તમે ચાલ્યા ગયા. તમારે ચાલ્યા જ જવું જોઇતું હતું. એ પણ ઠીક કર્યું કે મને મળીને ન ગયા. મિત્રોને વિદાય આપતી વેળા હું ઘણી ભીરૂ પુરવાર થઇ છું. વાસ્તવમાં દરેક વાત, જે હૃદયમાં ગ્લાનિ ઉત્પન્ન કરે, તેનાથી હું ડરીને ન્હાસ્યા કરૂં છું. મારી આ પ્રાકૃતિક નબળાઇ છે. જ્યારે આ પ્રકારનો કોઈ બનાવ આવનાર હોય છે ત્યારે મને આત્મિક વેદના થશે એ ભયે હું બનતાં લગી તેનાથી દૂર રહેવાની કોશિશ કરૂં છું, અને જો આવો કોઇ બનાવ બની જ જાય છે તો, ફરી તેના સ્મરણને મીટાવવાના નવા નવા ઉપાયો યોજું છું.

એ ઉપાયોમાં હું મને પોતાને એવી તન્મય કરી દઉં છું, કે કલ્પનામાંય એ બનાવની યાદ આવવાનો સંભવ ન રહે. મારી સ્મરણ-શક્તિના તમામ દ્વારોને વાસી દઉં છું, જાણે કોઇ એકલ-વાયી સ્ત્રી, ચોરોની બ્હીકથી પોતાના ઘરના દરવાજા રાત્રે બંધ કરી લેતી હોય! આ દ્વાર-બંધી કરવા છતાંય કદિ ને કદિ, કોઇને કોઈ ચોર મારા ઘરમાં કુદી જ આવે છે, અને આ સ્થિતિમાં મારો પ્રત્યેક શ્વાસ જાણે મૃત્યુની હીચકી હોય છે!

આ ખેંચતાણુમાં હજારો રાત્રિઓ અને હજારો દિવસો પસાર થઇ ગયા. હું હજી લગી સજીવન છું. મારી ધર્મશાળામાં મુસાફરો આવે છે, થોભે છે અને ચાલ્યા જાય છે. ઘણા એવા હોય છે, જે જઇને ફરી કદિ આવતા નથી. પરંતુ કેટલાક એવા ય હોય છે કે ફરી ફરી આવે છે, અને થોડાક એવા પણ હોય છે, જે આ ધર્મશાળાને પોતાનું ઘર બનાવી લેવા ચાહે છે...... તે પૈકીના એક તમે ય છો !

ખબર નથી, તમે જાણો છો કે નહિ કે હું તમારાથી ડરૂં છું. મને તમારૂં અસ્તિત્વ ખોફનાક માલમ પડે છે. જ્યારે તમે મારી સમક્ષ હો છો, ત્યારે એક ચોર મારા દિલમાં પ્રવેશેલો હોય છે, હું મારા કદમોને સુસ્ત પડી ગયેલા જોઉં છું, મારા દિલ અને દિમાગને આજાર જોઉં છું, અને જ્યારે તમે ચાલ્યા જાવ છો ત્યારે ભયનો કાળો પરદો મારા હૃદય પરથી ઉંચકાઇ જાય છે.

મારી દશા વિચિત્ર છે. દરિયામાં રહેતાં ડરૂં છું, અને કિનારે જતાં ગભરાઉં છું, દરિયામાં મગરમચ્છ અને કિનારાપર વાઘ વરૂઓ! કયી તરફ જાઉં? કયાં જાઉં......ઓ મારા પ્રભુ!

રાત્રે જ્યારે મારો ગ્રાહક, પોતાની વાસનાઓને સંતોષી સુઈ જાય છે, ત્યારે મારા નયનો ઓરડાના અંધકારમાં પ્રકાશના એક નાનકડા અંશને શોધે છે, મારા કર્ણો યુવાનીના કોઇ વિસ-રાયેલા ગીતના પડઘા સાંભળવા મથે છે, હું ઉંઘનારનાં નસ્કોરાંનો અવાજ સાંભળું છું, અને તેનાથી અલગ મારી દુનિયામાં કદિ જીંદગી શોધું છું, તો કદિ મોત !

તે શ્વાસ રૂંધનારી હવા વચ્ચે અંધકારમાં કેવળ ઘડિયાલના ટકોરા મારા માથા ઉપર ગાજે છે કે: "સમાપ્ત, સમાપ્ત,

સમાપ્ત! યુવાની સમાપ્ત, યુવાનીનો એશ સમાપ્ત, આશાઓ સમાપ્ત, જીંદગી સમાપ્ત, બધું સમાપ્ત, બધું સમાપ્ત!"

પ્રાતઃકાળ થઈ જાય છે. મારૂં અપશુકનીયું મુખ સંતાડી; હું બીજા ઓરડામાં ભાગી જાઉં છું, જેથી મારી લૂંટાયેલી સુરત જોઈ પેલો દેવ રસહીન થઈ ન જાય, પછી હું થાકીને ઉંઘી જાઉ છું, અને મને ખબર નથી કે પેલો દેવ ક્યારે જાગે છે અને પોતાના ઘેર સિધાવી જાય છે.

......પરંતુ જ્યારે કદિ તમે મારી ધર્મશાળામાં રાતવાસા માટે આવી જાવ છો તો, ઘડિયાલનો રણકાર કંઇક બદલાઇ જાય છે. તે "સમાપ્ત, સમાપ્ત" નથી કહેતો, "કાલ, કાલ, કાલ" કહે છે. મારા દિલમાં એ રણકાર એક ભય પેદા કરે છે. કેઈ મારા કાનમાં કહે છે: "આ અંધારી રાતની સવારે શું થશે? કાલે શું થનાર છે? કાલે શું થનાર છે?"

મારી ધર્મશાળાનો તે પ્રવાસી, જે રાતભર થોભીને સવારે ચાલ્યો જાય છે, તે મારા જીવનની કિતાબના સફાપર "સમાપ્ત" લખે છે. પરંતુ તમે......તમે......મને ડરાવો છો, મારા દિલમાં ભય પેદા કરો છો, હું રાતભર કંપું છું, અને સવારે તમારા પડખામાંથી નીકળી ન્હાસી નથી શકતી! તમે મારી જીંદગીના કોઈ પૃષ્ટ પર "સમાપ્ત" નથી લખતા, આખી કિતાબનાં પૃષ્ટો, વેરવિખેર દશામાં નાંખી જાવ છો. તમે ચાલ્યા જાવ છો અને હું બેસીને વિખેરાયેલા એ પૃષ્ટોને એકત્ર કર્યા કરૂં છું!

ઠીક થયું, તમે ચાલ્યા ગયા. મને કદિ કદિ પત્ર લખ્યા કરો. હું જવાબ વાળ્યા કરીશ.

## પત્ર ચુમાલીસમો

## [ ૪૪ ]

કોઇ મારા દરવાજા પર ટકોર મારી રહ્યું છે! આ કોણ છે, જે મધરાતના અંધકારમાં મારા ઘરમાં આવવા ચાહે છે? શા માટે આવવા ઇચ્છે છે? શું ચાહે છે? કયાંથી આવે છે?...... કોણ છે?......કોણ છે?

આવ! આવ! ખુશીથી આવ!

શયનમંદિરના એક ખુણામાંથી એક શરીર મારા પ્રતિ હળવે હળવે વધી રહ્યું હતું. હું ભયભીત થઇને કંપવા લાગી; પરસેવામાં તર થઇ ગઇ. મારો ગ્રાહક, જેની ગોદમાં હું પડી હતી; તે ન કંઇ સાંભળી શકતો હતો, ન જોઇ શકતો હતો......મારા કપોળ પરથી પ્રસ્વેદનાં બિન્દુ વહી રહ્યાં હતાં, અને તે માનવી મારી તરફ આવી રહ્યો હતો.........અરે! તું કોણ છે? અરે! તું આંધળો છે, જોતો નથી.

હળવા, રસિલા અને ધીમા સ્વરે ઉત્તર મળ્યોઃ

"હું ફરિશ્તો છું, દૂત છું. આકાશથી ફેંકી દેવાયલો છું, મે

ઇશ્વર સાથે બંડ કર્યું છે. આકાશના પહેરગીરોને આજ્ઞા આપવામાં આવી છે કે હું આકાશી સલતનતમાં કદમ મૂકવા ન પામું."

"તને કેમ કાઢી મુકવામાં આવ્યો છે? તું અહીં શા માટે આવ્યો છે? મેં સવાલ કર્યો.

"જ્યારે હું ઇશ્વરની અદાલતમાં રજૂ થયો, ત્યારે મારી જોડે બીજા ઘણા ફીરસ્તાઓ પણ અપરાધી હતા. અમને બધાને રજૂ કરવામાં આવ્યા. અમે કહ્યુંઃ ખુદા! અમે તારી ખુદમુખત્યારીને સહન કરી શકતા નથી. તું કોઇની સલાહ સાંભળતો નથી. જે તારી મરજીમાં આવે છે તે તું કર્યે જાય છે. કામ બગડે છે અને તું બગાડતોજ જાય છે. અમે તારી ખુદમુખત્યારીને દેખી શકતા નથી. અમને તારી હુકુમતામાં ભાગીદાર બનાવ! જીહુઝુરોએ, ખુશામમીયાઓએ ખુદાને કહ્યું : આ તારા બધા ફરિસ્તાઓ દ્રોહી થઇ ગયા છે. આકાશની હુકુમતમાં એ લોકો ભાગીદાર બનવા ઇચ્છે છે. એ લોકોએ તારા વિરૂદ્ધ કાવત્રુ રચ્યું છે.

આજ્ઞા થઇ કે આ બધાને કાઢી મુકો. તે દુનિયામાં મોકલી દ્યો, જ્યાં સ્ત્રી હોય છે. આ બધા અગ્નિ છે. એમના અગ્નિમાં કંઇક માટી પણ સમ્મિલિત થવી જોઇએ.........લઇ જાવ વિદ્રોહીઓને અને એમને કહો કે તમારા અસ્તિત્વમાં દુનિયાની માટી મેળવી લ્યો. કોઇ સ્ત્રીની પાસે જાવ અને તે તમારા ખમીરને તે દુરસ્ત કરી દેશે.

"પછી શું થયું?" મેં ચકિત બનીને પ્રશ્ન કર્યો.

"પછી અમને આકાશથી ફેંકી દેવામાં આવ્યા. અમારી પાંખો ઉખેડી લેવામાં આવી. અમારો નૂરી લેબાશ અમારી કનેથી ખુંચવી લેવામાં આવ્યો. હવે અમે તે જાતિની શોધમાં છીએ, જેને સ્ત્રી કહેવામાં આવે છે......શું તું સ્ત્રી છે?"

હળવા વાયુમાં ચિનારનાં પાંદડાં હાલવાથી જે અવાજ-શબ્દ ઉત્પન્ન થાય છે, તેવો જ આ ફરિશ્તાનો હળવો અવાજ હતો, તે મારા પ્રતિ વધતો આવતો હતો, અને એક જ સવાલ કર્યે જતો હતો: "શું તું સ્ત્રી છે? તું સ્ત્રી છે?"

હું ભયના કારણે અવાક હતી. તેણે મારા ખભા પર હાથ મૂકી દીધો. હું ધ્રુજવા લાગી.

ફરી તેણે કહ્યું: "શું તું સ્ત્રી છે?" મેં બ્હીતાં બ્હીતાં ઉત્તર દીધો: "હા, હું સ્ત્રી છું."

"મારા આતશી (દેવતાઈ) અસ્તિત્વમાં કંઈક માટી મેળવી દે. ઓ સ્ત્રી......મેં ઈશ્વરથી દ્રોહ કર્યો છે." તેણે કહ્યું.

મેં મારા વાદ્યના તૂટેલા તારો ઉપર આંગળી મૂકી એક વિસરાયેલું ગીત છેડી દીધું. તેણે કહ્યું: "ના, એ આકાશનો રાગ છે, મને એની આવશ્યકતા નથી. હું એને સાંભળતાં સાંભળતાં થાકી ગયો છું......મને તારી દુનિયાની એક રાગિની સંભળાવી દે!"

મેં મારા વાદ્યના સૌથી વધારે ભગ્ન બનેલા તાર ઉપર મારી આંગળી મૂકી દીધી. બિછાત પર ઘુંટણીએ પડી તેણે પોતાનું મસ્તક મારા ખોળામાં મૂકી દીધું......તૂટેલા તારથી એક રાગ ઉત્પન્ન થયો અને ખેલવા લાગ્યો ધીમો ધીમો, હળવો હળવો.

ઓરડાના વાયુમાં એક કંપ છવાઈ ગયો..... તે ડોલવા લાગ્યો: "હા, એ જ, હા એજ, હા હા એ જ," તે કહે જતો હતો. "વગાડયે જા, વગાડયે જા! ઓ સ્ત્રી! તારા તૂટેલા તારને વગાડયે જા! આકાશવાસીઓ માટે આ સંગીત શ્રેષ્ઠ

છે......બહુ જ શ્રેષ્ઠ છે......સ્વર્ગના ગીત કરતાંય વધારે હૃદયંગમ......તારા તૂટેલા તારનો અવાજ......વગાડયે જા!"

મારા જીવમાંથી ભય નીકળી ગયો. હું મારા તૂટેલા તારના સંગીતમાં તન્મય થઈ ગઈ. તે કદિ મારા ખોળામાં અને કદિ શેતરંજી પર આળોટી રહ્યો હતો. તેના શરીરમાંથી એક મંદક સૌરભ ઉઠી રહી હતી, જેવી સુગંધ મેં મારી વયમાં કદિ અનુભવી ન હતી.

કયાં સુધી આવું વાતાવરણ રહ્યું? કયાં સુધી હું વગાડતી રહી અને તે આળોટતો રહ્યો? મને ખબર નથી.........એટલું યાદ છે કે મહોલ્લાની મસ્જીદમાંથી સુવરની બાંગ સંભળાઇ રહી હતી ને શેતરંજી પર તરફડતા શરીરમાંથી એક જવાળા પ્રજવલ્લિત થઇ અને એ જવાળામાંથી એક શબ્દ સંભળાયો "ઓ સ્ત્રી, તું મારી છે. હું ફરી આવીશ."......

મારી આંખો બંધ થઇ ગઈ!

આજે સવારે રાતના આ વિચિત્ર તમાશાને મારા દિલમાં યાદ કરી રહી હતી કે દુનિયામાં સ્ત્રી ઉપર શાસન કરવાનો દાવો કરતો પુરૂષ આકાશી દુનિયામાંથી હદપાર થયેલો બંડખોર ફરિસ્તો તો નથી ને? શું આ દ્રોહીઓના વિદ્રોહનો ઇલાજ કેવળ સ્ત્રી જ છે? અમે માત્ર એટલાજ માટે છીએ કે અમારી માટી તેમના અગ્નિમાં મેળવવામાં આવે? બીજું કોઇ કામ અમને સોંપવાનું નથી? કોઇ બીજી ફરજ અમારા ઉપર નાખવાની નથી? આકાશના દ્રોહીઓને અમારા ખોળામાં શા માટે ઉતારવામાં આવે છે?

## પત્ર પીસ્તાલીશમો

# [ ૪૫ ]

મારી સામે કેમ શિકાયત કરો છો કે હું તમને ભૂલી ગઈ? હું તમને ભૂલી નથી, ન તો ભૂલી શકું છું. સ્ત્રી ભૂલતી નથી! સ્ત્રી જ્યાં સુધી વિસરી ન જાય કે પોતે સ્ત્રી છે, ત્યાં સુધી તે કશું પણ ભૂલતી નથી. તેના જીવનના બનાવોનું પ્રત્યેક ચિત્ર—આછું હોય કે ઘેરૂં, તેના હૃદય પર અંકિત રહે છે!

ગામડીયાની પત્ની જે દિવસભર ગામના કાચા માર્ગ પરથા છાણા એકત્ર કરે છે, દિવસભર ખેતરોમાં ઢોરો ચારે છે, બળદોને ગામના કુવા પર ન્હવાડે છે—

ગરીબ ઘરની વિધવા અથવા સોહાગણ, જે વાસણો માંજે છે, દળણું દળે છે, રોટલા ઘડે છે–

મુફલીસ અને નાદાર ડોસી, જે કપડાં સીવી અને લોટ દળી પોતાનું પેટ પાળે છે—

દાસી, જે મહિનાના પાંચ રૂપિયાના પગારે અમીરો અને લક્ષ્મીનંદનોના બાળકોની સેવા કરે છે—

શાકભાજી વેચનારી—

બાળકોને ભણાવનારી શિક્ષિકા—

મહોલ્લાની બેગમ (શેઠાણી)—

વિદ્યા અને હુન્નર જાણનાર સન્નારી જે વર્તમાનપત્રો અને માસિકોમાં લેખો લખે છે—

પાશ્ચિમાત્ય સંસ્કારોની લાડકી દિકરી, જે રંગીન પતંગીયાની માફક બગીચાઓ અને ઉદ્યાનોમાં ઉડતી ફરે છે અને દીપકની માફક મહેફિલો અને સમારંભોમાં પુરૂષોની દષ્ટિને ચંચળતા અર્પે છે—

રાજકારણથી પરિચિત બાનુ–શ્રીમતી દેવી–જે ખાદી પહેરી સભાઓમાં ભાષણો કરે છે—

રંગ મંચની નટીઓ, જે દરેક રાતે પ્રેક્ષકોની સમક્ષ પ્રકાર પ્રકારના નૃત્ય રજૂ કરે છે—

અને ભરબજારમાં બેસીને શિયળ વેચનાર......લયલા—

આ તમામને, જ્યાં સુધી પોતાનું સ્ત્રી હોવું યાદ રહે છે, ત્યાં સુધી જીંદગીના ઉંચા–નીચા માર્ગોનો, એકે એક પત્થર અને એકે એક રજકણ સ્મરણમાં રહે છે!

સ્ત્રીનું જીવન એજ કારણે કડુ હોય છે, કે તે કોઇ વાત વિસરી જઇ શકતી નથી. પુરૂષ એટલા જ માટે સંતોષી અને બેપરવાહ હોય છે, કે તે રાતની વાત સવારે સરળતાથી ભૂલી જાય છે.

રાતભર પુરૂષ પોતાના એશની ઇમારત ચણે છે, અને સવારે એક ઠોકરથી તેની ભીંતો પાડી મૂકી પોતાનો રસ્તો

પકડે છે! વાસ્તવમાં પુરુષ દેશાટન-પ્રેમી અને સ્ત્રી સ્વદેશ-પ્રેમી છે! પુરૂષ દરેક સ્થળે પોતાનું ઘર બનાવી લે છે, દરેક જગ્યાએ પોતાનું દિલ મનાવી લે છે, અને સ્ત્રી જે ભીંતના ઓછાયામાં બેસી જાય છે, ત્યાંથી ફરી ઉઠી શકતી નથી. ત્યાંથી જ તેનો જનાજો ઉઠે છે..... અને જો ઉઠી જાય તો પણ ઉમરભર તે ભીંતના ઓછાયાને વિસરતી નથી. તે બગીચાઓમાં રહે છે, મહેફિલોમાં ભાગ લે છે; સમુદ્રના તોફાન જુએ છે, અરણ્યોમાંથી પસાર થાય છે અને પુનઃતેજ ભીંતના ઓછાયાને શોધતી આવે છે...

સ્ત્રી અને પુરૂષની પ્રકૃતિનો આ એક ઘણો મોટો તફાવત છે. પુરૂષ ઘણું ઓછું વિચારે છે, સમજવાની ઘણી ઓછી કોશિષ કરે છે, અને કદિ યાદ નથી રાખતો. તે પોતાની સત્તારૂઢ પ્રતિષ્ઠાના નશાની હાલતમાં, સ્ત્રીની પ્રકૃતિનો અભ્યાસ પણ બીનજરૂરી સમજે છે. એશિયાના બે મોટા ધર્મોએ સ્ત્રીને, હંમેશ હંમેશના માટે પુરૂષની ગુલામ બનાવવા દીધી છે......પછી શા માટે તે ગુલામોની સ્થિતિની તપાસમાં પોતાનો સમય બરબાદ કરે! ગુલામ અંતે ગુલામ જ છે.........

ચેલો પોતાના ગુરૂને સવાલ કરે છે, અને જવાબ મેળવે છે:

"ઓ ગુરૂ! અમે સ્ત્રીઓ જોડે શો વર્તાવ કરીએ?"

"તેમના પ્રતિ કદાપિ ન જો, આનંદા!"

"અને જો સંભાળ રાખ્યા છતાં, અમે તેમના તરફ જોવાથી મુક્ત રહી ન શકીએ તો?"

"તો આનંદા! તું તેમની જોડે વાત ન કર."

"અને ઓ ગુરૂ! જો અમે તેમનાથી વાત પણ કરી લઈએ?"

"તો પછી આનંદા! તું તારી ચિન્તા ન કર!"

એક બીજા ધર્મે તો એટલે સુધી બતાવી દીધું છે, કે "ખુદાનો તિરસ્કાર છે સ્ત્રી જાતિ ઉપર! ઓ સ્ત્રીઓ, તમે શેતાનના આવવાનો માર્ગ છો. તમે ખુદાની તસ્વીર (અર્થાત પુરૂષ)ને તબાહ કરી દો છો!"

ઇસ્લામે સ્ત્રીને કંઇક વધારે હક્કો આપ્યા, પરંતુ તેય થોડાક કાળ પછી સલતનતના ઇસ્લામી તાજધારીઓએ જપ્ત કરી લીધા અને પ્રારંભની અર્ધ સદી પછી મુસલમાન સ્ત્રી પણ પુરૂષના અત્યાચારેની ભોગ થઈ પડી.

હું તમામ ધર્મની આવી આજ્ઞાઓ એકત્ર કરવા માંગું છું, જેથી તમને દેખાડી શકું, કે ગત પાંચ હજાર વર્ષમાં ખુદાની સૃષ્ટિના અર્ધા ભાગને કેવી રીતે બીજા અર્ધા ભાગે, પોતાની ગુલામ બનાવી, નષ્ટ કરી, ગણત્રીથી બહાર કરી દીધી. પુરૂષ પોતાને ખુદાની તસ્વીર અને સ્ત્રીને શેતાનના આવવાનો માર્ગ સમજે છે.

# પત્ર છેંતાલીશમો

# [ ૪૬ ]

માણસ જૂદા જૂદા ત્રણ પ્રકારના હોય છે, અને તેમના માનસની ત્રણ ભિન્ન ભિન્ન પ્રકારની કેફિયતો હોય છે.

( ૧ ) 'એમ થવું જોઇએ' ના આદર્શ–આકાશમાં ભમનારૂં.

( ૨ ) 'એમ જ થયા કરે છે'ની પૃથ્વી ઉપર પગ જડી રાખનારૂં.

( ૩ ) પૃથ્વી ઉપર પગ અને આકાશ પ્રત્યે આંખો રાખી અનન્ત પ્રગતિને ચાહનારૂં.

તે વ્યક્તિ વિશ્વની વિજયાકાંક્ષી વ્યક્તિ છે, જે પોતાના હૃદયની વાંચ્છનાઓને 'એમ થવું જોઇએ 'ના પારણામાં ઉછેરે છે, તે પુખ્તવયે કદમ ઉપાડે છે, અને જે કામ કરે છે તે પૂર્વે નિશ્ચય કરી લ્યે છે કે 'એમ થવું જોઇએ.' વસ્તુઓથી તે વાદ-વિવાદ નથી કરતો, પરિસ્થિતિની તે પરવાહ નથી કરતો! તે રક્ત વહેવડાવવાને પોતાની તલવાર મ્યાન બહાર કાઢે છે, અને કહે છે 'એમ થવું જોઇએ.' તે દુનિયાની દોલત સંપાદન કરવા ચાહે છે, અને કહે છે કે 'એમ થવું જોઇએ!.'

તે વિદ્યા અને સાહિત્યના ક્ષેત્રમાં માનવ–પુત્રો કનેથી શ્રદ્ધાની ખંડણીઓ વસુલ કરે છે–એવી રીતે કે જાણે તે તેનો સંપૂર્ણ હક્ક છે! તે શાસન કરે છે. નવા સામ્રાજ્યો સ્થાપે છે, શાહી મુગટ બીજાઓના મસ્તકેથી ઉતારી લઇ, પોતાના શિરે રાખી લ્યે છે, સિપેહસાલારીની તલવાર પોતાની કમ્મરે બાંધી લ્યે છે. દેશો અને રાષ્ટ્રોની હસ્તીને પરાધીનતામાં જકડી નાંખે છે, અને જ્યારે વિશ્વ, તેના કાર્યોને આશ્ચર્ય અને શ્રદ્ધાપૂર્વક જોતું હોય છે, ત્યારે તે પોતાની પ્રશંસામાં રચયેલાં કાવ્યો અને ગીતો, અંતિમ દરજ્જાની બેપરવાહી સહિત, સાંભળે છે અને પોતાની પ્રત્યેક નવી સફળતાના અંતે કેવળ એટલું કહીને દ્રષ્ટિ ફેરવી લે છે કે 'એમ થવું જોઇએ.' પોતાના દાવાના નકારથી તેના કર્ણો અપરિચિત રહે છે! તે એક જળપ્રલયની માફક વહેતો ચાલ્યો જાય છે, પોતાની જોડે દરેક વસ્તુને વહેવડાવતો લઇ જાય છે, ધરતીનો પટ ચીરતો ચાલ્યો જાય છે.

પરંતુ જે પુરૂષ પ્રત્યેક વાતપર કહી દે છે કે "એમ જ થયા કરે છે" તે કોઇ ગામનું એક નાનું શું તળાવ છે, જેની અંદર તેજ થોડાક દેડકાં રહે છે, જે ચિરઃકાળથી રહેતા આવ્યાં છે; જેના કિનારે ગામના રોજ કેટલાક બળદો પાણી પીવાને આવે છે, જે નિત્ય આવ્યા કરે છે......તેની અંદર કસ્બાની ગંદકી પડે છે, તોયે તે ખરાબ નથી માનતો; તેના પાણીમાં ગંદા પશુઓ આવીને ન્હાય છે તો, તે પરવાહ નથી કરતો અને દરેક બનાવ પછી "એમ જ થયા કરે છે" કહીને ખામોશ થઇ જાય છે. તે શિકાયત નથી કરતો, વાસ્તવમાં અનુભવતો જ નથી.

આવી વ્યક્તિ પોતાની અંદર કોઈ તનમનાટ નથી રાખતી; તેને ન સફળતા હર્ષિત કરે છે. નિષ્ફળતાનો ફરક જ તે સમજતો નથી. જેનું રક્ત રગોમાં થીજી ગયું હોય, જે તલવાર ઉપાડવાનો જુસ્સો ધરાવતો ન હોય, તે ઘાની લિજ્જત શું જાણે!

ઇચ્છાઓ તેને નથી સતાવતી, આશાઓ તેને વિવશ નથી કરતી, વિચારો અને કલ્પનાઓ તેની શાન્તિને ચલિત નથી કરતાં; ......તે શ્વાસ લેતી એક કબર છે, અને કેવળ શ્વાસ લેવામાં જ તેની જીંદગીનું સાર્થક છે એમ તે માને છે! તે નીજના વિચારોમાં જ એવો સંતુષ્ટ રહે છે કે તેની નિંદ્રાને પ્રભાતની આશા કદિ ખરાબ નથી કરતી અને તેની ઉષા કદિ તેના માટે કોઇ નવી ભેટ નથી લાવતી.

તેનું તળાવ તેની ખામોશ દુનિયા છે. સમુદ્ર તો તેની ધારણા અને કલ્પનાથીય બહાર છે! તેના તળાવનું તોફાન એટલું છે કે જો ગામનો કો'ક છોકરો કિનારે ઉભો થઇને, એક પત્થર ફેંકી દે તો પાણીની સપાટી ઉપર નાનાં નાનાં થોડાંક વર્તુળો બની જાય!

પોતાના હૃદયની ગતિને, તે નિત્ય એમ કહીને ધીમી રાખે છે કે "એમ થયા જ કરે છે!"

પણ આ બન્નેથી વધારે સજીવ છતાં ભિન્ન પ્રકાશની વ્યક્તિ તે છે, જેનો પ્રત્યેક શ્વાસ અનન્તની પ્રગતિને ઝંખે છે. આ બે શબ્દોમાં તે પોતાના જીવનની પૂરી ફિલ્સૂફી કહી નાંખે છે. તેની દરેક સવાર અને પ્રત્યેક સંધ્યાનો શિરો–લેખ આ બે જ શબ્દો હોય. તેની જીવન–કિતાબની પ્રત્યેક લીટી આ બે જ શબ્દોનું ભાષ્ય હોય! તે પડાવ નહીં ગોતે, પડાવની શાન્તિ અને આરામ નહીં શોધે, તે લગાતાર અને કદિ સમાપ્ત ન થનાર પ્રવાસ ઇચ્છે, ગતિ ઇચ્છે...... અંત અને સમાપ્તિ ન ઇચ્છે...... હંમેશા ઉદય અને કાર્યની પરંપરા ઇચ્છે! તેની જીંદગી એક સિલ્સિલાબંધ સાદ હોય, સિલ્સિલાબંધ ગતિ હોય, સિલ્સિલાબંધ જોમ હોય!

તે નિત્ય તન્મય રહે; ઇમારતો પાડે અને બનાવે, દરિયા

સુકાઇ જાય અને તેમાં તે પાણી ભરે; ખેતી સુકાતી રહે અને તે પાણી સીંચતો રહે. આશાઓ લોપ થતી રહે અને તે તેનો પાલવ ન મૂકે; ઇરાદાઓ થાકતા રહે, અને તે તેને સહારો આપતો રહે...... પડતો જાય અને ઉડતો જાય......

જો કદીક તેની વાચ્છનાઓ સુસ્ત પણ થઈ જાય, તો, તેને જગવતો રહે.

તે કદિ ચેનથી ન બેસે, નિષ્ફળ થઇને ય સફળતાઓ માંગતો રહે, 'આજ' પર સંતોષ ન કરે, અને 'કાલ'ની શોધ કરતો રહે !

હું નખ–શિખ 'અનંત પ્રગતિ'ના ત્રીજા વર્ગમાં છું અને તમે ઘણે ભાગે "એમ થયા જ કરે છે" એ બીજા વર્ગમાં. હું સંપૂર્ણપણે ગતિ છું અને તમે પગથી માથા સુધી સદંતર જડતા !

કેવું સારૂં થાત જો તમે "એમ થયા જ કરે છે"ના વર્તુળમાં "એમ થવું જોઇએ"ના વર્તુળમાં ફેરબદલ થઈ જાત ? વાંચ્છનાની તાકત તમારામાંય પેદા થાત; પછી મારી અને તમારી ઇચ્છા–શક્તિની સ્પર્ધા થાત, અને કોઇ રીતે એક દિવસે મારા તમારા કલહનો નિર્ણય, ફેંસલો થઈ જાત !

હમણાં સુધી તમે વાંચ્છનાની ઊર્મિ રાખો છો, પણ તે જુદી ઊર્મિ છે—તેના અંદર અશ્રુઓ છે, નિઃશ્વાસો છે, બે ચાર રૂદનો છે, દસ વીસ ફરિયાદો છે, અને બીજું કશું નથી.

## પત્ર સુડતાલીસમો

## [૪૭]

થિએટરના એક માલિક અને વ્યવસ્થાપક, જે મારા દર્શનના ઘણા તરસ્યા રહે છે અને ઘણી વાર મારા ગરીબ ઘર પર તશરિફ લાવે છે તે કાલે શરાબની ધુનમાં ઉખડી પડ્યા હતા! મને આગ્રહ કરવા લાગ્યા કે હું તેમના થિએટરમાં મંચનો શણગાર બનું. તેમણે પોતાની લથડાતી જીભે મારી દૃષ્ટિ સમક્ષ વિખ્યાતિ અને ગૌરવની બહુ ચિત્તાકર્ષક તસ્વીરો પેશ કરી...... પ્રતિ રાતે હજારો પ્રેક્ષકો મારી કલાથી પરિચિત થશે, હું તેમની દૃષ્ટિમાં સ્થાન પામીશ. જે શહેરમાં કંપની જશે, ત્યાં હું મારી પ્રખ્યાતિ અને કલાના સિક્કા જમાવી દઈશ. છ મહીનામાં સમસ્ત હિન્દ મારા નામથી ગુંજતું હશે, અને હું ઇશ્વર જાણે શું બની જઈશ. મારું રૂપ, મારું નૃત્ય, મારું સંગીત દુનિયામાં કલાની એક નવી કસોટી સ્થાપિત કરશે. કલા–મર્મજ્ઞો મારા નામને લઈને દુનિયામાં ઘુમશે અને મારી પ્રશંસામાં કાવ્યો વાંચશે. હું તારામાંથી ચંદ્ર બની જઈશ અને ચંદ્રમાંથી સૂર્ય બની જઈશ!......

આ બધું અને કંઈક આનાથી પણ વિશેષ તેમણે કહ્યું! મેં વિનતિ કરી કે: " હું ગુન્હેગાર માટે આપના થીયેટરની

કલાની દુનિયા હવે શા ખપની? સારો કે નરસો, મેં મારો પોતાનો એક મંચ મારા આ ઘરમાંજ બનાવી લીધો છે, તે ઉપર પ્રાતઃકાળથી લઈ સંધ્યા સુધી, નવા નવા રૂપો લોકોને દેખાડતી રહું છું, અને મારા વ્યવસાયની સફળતાથી બહુ સંતુષ્ટ છું. ફરી શા માટે વિજળીની રોશનીમાં તમારા મંચ પર કટપુતલીની જેમ ગાઉં અને નાચું?......

"હું મારી રાગિની મૂકીને, તમારો રાગ શા માટે ગાઉં? મારા નૃત્યને તિલાંજલિ આપીને, તમારા બતાવેલા નાચ શા માટે નાચું? હું પોતે આ જન્મ નટી છું. અને મારી 'આર્ટ' તમારી 'આર્ટ'થી ઓછી નથી......કંઇક વિશેષ છે.

"મારા મસ્ત નયનો અને મારો મદભર્યો અભિનય, અત્યારે ય મારા માટે આજીવિકાના પુરતા સાધનરૂપ છે. ફરી મને બીજું શું જોઇએ? સૌંદર્યવાંચ્છુ પુરૂષોની પ્રશંસા અને સન્માનથી અત્યારે પણ હું વંચિત નથી; મારા 'વિજયો' હમણાંય ઓછા મૂલ્યવાન નથી! તો પછી પાટીયાના તખ્તા પર ઠુમકતી ફરૂં તો મારાથી વધારે મૂર્ખ કોણ હશે?

"તમારા વિખ્યાત અને નામીચા નાટકકારો જે જૂઠા, બેહુદા અને અર્થહીન નાટકો તમને લખી લખીને આપે છે, તેમના કરતાં વધારે સારા નાટકો હું લખી શકું છું. તમે મારાથી અભિનય ન કરાવો, નાટકો લખાવો. ખુદ મારી જીંદગીમાં એટલાં નાટકો 'સ્ટેઈજ' થઇ ચૂક્યાં છે, અને નિત્ય થયા કરે છે, કે તેમાંથી બે–ચાર પણ પણ લખવા બેસું તો તમારા જેવા "નાટક કુંપનીના મેનેજર અને માલિક"ની આંખો ઊઘડી જાય!

"વ્યાપાર એક સ્વતંત્ર વ્યવસાય છે. હું આઝાદ જ રહેવા

આવું છું. મારી આમદાનીમાં એક બચ્ચાવાળાના માણસને ભાગીદાર કેમ બનાવું ?"

બાપડા ભારે ખસીયાણા પડી ગયા, અને સરવાળે અટ્ટહાસ્ય કરીને વાતને ઉડાવી દીધી.

તમે અનેક સ્ત્રીઓને મંચ પર અભિનય કરતી અને નૃત્ય કરતી જોઈ હશે. સાચેજ, સ્ત્રીની આખી જીંદગી 'સ્ટેજિં'ની જીંદગી છે. તમે કદિ વિચાર પણ કર્યો છે કે આપણા સમાજમાં જન્મથી લઈ મૃત્યુ લગી સ્ત્રીને અભિનય કરવા માટે, કેવી રીતે વિવશ કરવામાં આવે છે ? તે દરેક વેળા પોતાના મંચ પર 'માલિક'ની ઇચ્છાનુસાર અભિનય કરતી રહે છે ! પતિ અથવા બંધુ, તેને જે ચાલ ચલાવવા ચાહે છે, તેજ તે ચાલ ચાલે છે. આઝાદી, હૃદય અને બુદ્ધિનો તો કોઇ પ્રશ્ન જ પેદા થતો નથી.

જ્યારે એક છોકરી ઘરની ચાર ભીંતોમાં પોષણ મેળવી, યુવાનીના ઉંબરમાં પહોંચે છે, ત્યારે તે આખા કુટુમ્બ અને કુટુમ્બ જોડે સંબંધ ધરાવતા દરેક સભ્યની દષ્ટિનું કેન્દ્ર બની જાય છે. તેનું ઉઠવું–બેસવું, સુવું–જાગવું, બધું તે પ્રેક્ષકોની ઇચ્છા મુજબ હોય છે. તેના માટે જ્યારે એક પતિ શોધવામાં આવે છે (તેના માટે દરેક વસ્તુ શોધવામાં આવે છે, તે પોતાના માટે કોઈ વસ્તુ શોધી શકતી નથી) ત્યારે પણ તેને પોતાના ઘરથી નીકળીને, બીજા ઘરમાં અભિનય કરવો પડે છે. સાસુ અને સસરા, નણંદ તથા દિયર–બધાં પ્રેક્ષકો હોય છે. તેમના રાજીપા ખાતર, તેનું મરવું અને તેનું જીવવું, બધું એજ લોકોના માટે હોય છે.

અને જો તે હિન્દની આખ્યા મુજબ 'સુશિક્ષિત' હોય છે, તો ફરી સભાઓમાં, કોન્ફરન્સોમાં, બજારોમાં અને ક્રીડાંગણોમાં,

તેને અભિનય કરવો પડે છે. તેનું થિએટર વધારે વિશાળ થઇ જાય છે.

જ્યારે તેને માટે અભિનય કરવાનું મુશ્કેલ બની જાય છે, ત્યારે તે જુએ છે કે તેના પગોમાં પુરૂષોના ઘડેલા કાનૂનો અને પ્રતિબંધોની સાંકળ પડેલી છે, અને તેને તેનો દરેક કદમ પુરૂષની ઇચ્છા મુજબ ઉપાડવો પડે છે. તમે કહેશો કે સ્ત્રી એજ હાલતમાં ખુશ છે. હા બેશક, પોપટના બચ્ચાને તમે પાંજરામાં ગોંધી પાળશો, તમારા હાથથી ખવડાવશો, જેવું પસંદ કરશો તેવું જ બોલવાનું શિખવશો, પાંજરાનો દરવાજો બંધ રાખશો અને તે પોપટની ભૂખ તરસ પણ તમારે આધીન હશે, તો ફરી તે પોપટ પીંજરના દરવાજાની બહાર આવવાનું પણ નહીં જાણે; અને જો તમે તેને સ્વતંત્ર કરી દો તોય તમારા ઘરમાં જ ફરતો રહેશે. તેની પાંખોની શક્તિ નિર્મૂળ થઇ ચૂકી હશે. આ બધું છતાં જો તમો કહો કે એ પોપટ આઝાદ છે, અને ખુલ્લી હવામાં જ્યાં જીવ ચાહે ત્યાં ઉડી જાય તો આ તમારો અત્યાચાર નથી તો બીજું શું છે?

વાત એ છે કે સ્ત્રીઓને પુરૂષોએ એટલે સુધી હસ્તગત કરી લીધી છે, અને તેની પ્રકૃતિપર ગત સૈકાઓમાં હળવે હળવે એટલે સુધી વર્ચસ્વ મેળવી લીધું છે, કે હવે સ્ત્રી સ્વતંત્રતાનો વાસ્તવિક અર્થ પણ સમજી શકતી નથી. જે થોડી સ્ત્રીઓ હવે સ્વતંત્રતાની માંગણી કરે છે, તે પણ કેવળ જાહેર બેઠક અને જાહેર દરજ્જાને આઝાદી, સ્વતંત્રતા માને છે. પરંતુ આંતરિક સ્વાધીનતા, વિચારોની સ્વતંત્રતા, માનસની સ્વતંત્રતા એ જ ખરી સ્વતંત્રતા છે.

જ્યાં લગી સ્ત્રી, પુરૂષની સહાય વિના પોતે વિચારવા, પોતે સમજવા, પોતે પોતાના માનસથી વ્યવહારનો માર્ગ પેદા કરવા,

પોતાની બુદ્ધિ–શક્તિથી જીવનની ગૂંચો ઉકેલવા, અને પોતાના હૃદયના પ્રકાશમાં પોતાના ભાવિનો ફેંસલો કરવા પાત્ર ન હોય, ત્યાં લગી તે સ્વતંત્ર નથી. હમણાં તો તે ધોકા ખાઇ રહી છે. પુરૂષ તેને ભાત ભાતની સાડીઓ પહેરાવીને હવા ખાવાનું શિખવે છે. દેશ–ભક્તિનાં એ જૂઠાં ગીતો યાદ કરાવે છે, જેનો ધ્વનિ પુરૂષોના ઢોલ અને નગારાંમાંથી નીકળે છે. પુરૂષ તેને 'સુશિક્ષિતા' બનાવી સભાઓમાં લઇ જાય છે અને પોતાના જેવા જ અર્થહીન ભાષણો કરવાનું શિખવે છે, પોતાના સમાન જ રાષ્ટ્રવાદી અને જ્ઞાતિ સુધારક બનાવે છે......અને બડાશ મારે છે કે અમે સ્ત્રીને 'સ્વતંત્ર' કરી રહ્યા છીએ, તેને જીવનના દરેક ક્ષેત્રમાં વિહરવાની, અને દુનિયાના દરેક કાર્યમાં ભાગ લેવાની આઝાદી બક્ષી રહ્યા છીએ!

આ બધા ખોટા સિક્કા છે, જે સ્ત્રીને આપવામાં આવે છે. તેને બધું કંઈ બનાવવામાં આવે છે, પરંતુ કેવળ સ્ત્રીજ બનવા દેવામાં આવતી નથી! સુન્દર સાડીઓ પહેરાવીને, મોટી મોટરોમાં, વિરાટ સભાઓ અને પરિષદોમાં, શાહી મહેલોના દરબારોમાં સ્ત્રીને આગળ વધારવામાં આવે છે, અને પુરૂષનો અહંકારી આત્મા તેને સંબોધે છેઃ આ બધી પ્રખ્યાતિ તારી પ્રખ્યાતિ છે.

પુરૂષ! તારી પત્ની, તારી દીકરી, તારી બ્હેનઃ એ તારીજ કટપુતળીઓ છે; તેમને નચાવ્યે જા, તેમને બધું કંઇ આપ, પરંતુ હૃદયની સ્વતંત્રતા ન આપ. આ દરવાજા સિવાયના બીજા તમામ દરવાજા ઉઘાડી દે. તેમને આઝાદ થઇ જવા દે, તે છતાંય એ ગુલામ જ રહેશે!

પુરૂષ પોતે સ્ત્રી–ઉદ્ધારનો ધ્વજ લઈને ઉભો થાય છે, સેંકડો વર્તમાનપત્રો અને સામયિક સ્ત્રી–સમાજની સુધારણા

અને સર્વોદય માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે, હજારો વ્યાખ્યાનો કરવામાં આવે છે, હજારો ઠરાવો પસાર થાય છે, અને પુરૂષ પોતાના સાફ દિલની આ સાબેતી દુનીયાના સમક્ષ રજુ કર્યે જાય છે, અને કહે છે કે જુઓ, અમે સ્ત્રીઓને તેમના હકકો આપી રહ્યા છીએ!

તે લાંબી જીભવાળા ભાષણકર્તાઓ અને તે તેજસ્વી કલમવાળા સાહિત્યકારોના ઘરમાં જઇને દષ્ટિ કરો તો તે લેખો, તે ભાષણો અને ઠરાવોનો આછો સરખોય પડછાયો દષ્ટિએ નહિ પડે. વરૂ ઘરમાં આવતાં જ બકરીનો જામો ઉતારી નાંખે છે અને તેની વાસ્તવિકતા ખુલ્લી થઇ જાય છે.

પુરૂષ બરાબર જાણે છે કે જ્યાં સુધી સ્ત્રીના માનસ પર ગુલામીની મહોર લાગેલી છે અને તેના હૃદયમાં પોતે 'નિર્બળ જાતિ' હોવાના વિચારો ભરેલા છે, ત્યાં સુધી તે પુરૂષના કબજામાંથી બહાર નીકળી શકતી નથી. મારી ઘણી બહેનો પરદાની બહાર આવી ભાષણો કરવામાં પોતાની આઝાદી જુએ છે, પરંતુ હું કહું છું કે અમે અભાગણો ત્યાં સુધી પુરૂષની ગુલામ રહીશું, જ્યાં સુધી અમારા હૃદયને એની અસરથી આઝાદ કરી ન લઇએ, અને એના આધિપત્યનો સમૂળગો ઇન્કાર કરી ન દઈએ......

જો પુરૂષોના ડોળ અને દંભને ઇન્કારી દેવાની શક્તિ અમારા હૃદયોમાં ઉત્પન્ન થઇ જાય તો તેની જોડે કર્મની, આચારની, વ્યવહારની બધીય તાકાત અમને સંપાદન થઇ જશે.

હું મારી હાલતને જોઉં છું: જ્યારે પ્રારંભ પ્રારંભમાં ઘરથી નીકળી અને બજારમાં આવી ત્યારે મારા દિલમાં પુરૂષની વિશેષતાઓના વિચારો પ્રધાનપદે હતાં: તેજ મને બદનામ કરતો

હતો, તેજ મારા પર હસતો હતો, અને તેનો જ આભાર હું મારી ગરદન પર સમજતી હતી!

પુરૂષની તમામ બદકારીઓના પછી પણ હું તેને મારાથી ચડીયાતો સમજતી હતી, પરંતુ આ જીવનના અનુભવોએ મારા ચક્ષુઓ ઉઘાડી દીધાં, અને આજે હું અનુભવું છું કે મારી ગુન્હેગારી છતાં હું હમણાંય ઇન્સાન છું, અને પુરૂષ પશુ છે. મારા પાપોનું વજન તેના પાપોના વજનથી ઘણું ઓછું છે. હું તેના મુકાબલામાં વધારે પવિત્ર હૃદય ધરાવું છું.

હું પાપી છું મક્કાર નથી..... તે મારાથી અધિક ગુન્હેગાર છે અને મુજી અને મક્કાર! મારૂં દિલ હમણાં પણ પ્રભુના ડરથી ધ્રુજી જાય છે, પરંતુ તેનું દિલ શેતાનના કબ્જામાં છે, અને દુનિયાની બદનામીના સિવાય તે બીજી કોઇ વસ્તુથી ડરતો નથી! તેનું જે કર્મ લોકોમાં પ્રકટ થઇ જાય તેજ તેને મન પાપ છે!

પીડિતને અત્યાચારીના અત્યાચારનો અનુભવ થવા લાગે ત્યારથી સમજી લ્યો કે અત્યાચારીના વિનાશનો પ્રારંભ થઈ ચૂકયો છે! હું જે કાંઇ વિચારી રહી છું, તેજ મારી ઘણી બહેનો પણ વિચારી રહી છે.

તમે કદાચ આક્ષેપ કરો—હંમેશા આક્ષેપ કર્યા કરો છો—કે તું વાતો તો ઘણી કરે છે, પરંતુ તે પુરૂષોની તો સેવા કર્યા કરે છે, જેને તું જાલિમ અને મક્કાર કહે છે પણ મારા સંબંધી તમારો આ ખ્યાલ દુરસ્ત નથી. હું જે કંઈ કરૂં છું તે મારો વ્યવસાય છે, પરંતુ મારા દિમાગમાં, સાથેજ, પુરૂષની દાંભિકતાની જરાય અસર બાકી નથી. હું મારા થિએટરમાં કેવળ રોટી કમાવવાને માટે નાચું છું, પરંતુ તમાશો જોનારા પુરૂષોને એટલી ઠોકરો મારૂં છું કે તેઓ પણ યાદ કરતા હશે.

જ્યારે ઉચ્ચ સામાજીક દરજ્જાના પુરૂષો મારા સૌંદર્યના દરબારમાં, આજીજીપૂર્વક દરખાસ્તો પેશ કરે છે ત્યારે દિલને વિચિત્ર સંતોષ થાય છે. હું તેમને ઝાટકું છું, અને હર્ષિત થાઉં છું.

જે દિવસે સૌંદર્યના હાટમાં મારો વ્યાપાર સમેટાઇ જશે તે દિવસે હું "મામા હવ્વા" (પયગમ્બર આદમનાં પત્ની)ની આઝાદ બેટી બની, મારા જીવનનો કેવળ એકજ આશય નિયુક્ત કરીશઃ પુરૂષની દાંભિકતાનો સર્વનાશ। એજ આશયને પાર પાડવા મારી તમામ વય ખર્ચી છૂટીશ !

આ વિચારો અને આ ઇરાદાઓ સાથે જો હું તમારી પત્ની બની તમારા ઘેર આવું. તો શું તમે મને આ જેહાદ ચલાવવા દેશો ?

## પત્ર અડતાલીસમો

# [૪૮]

મુદ્દતથી તમને કોઈ પત્ર નથી લખ્યો, કહો કે લખા ન શકી. વાયુ કોઇ બીજી તરફ જ વાઈ રહ્યો છે! વિચારૂં છું ઘણું, કહું છું ઓછું!

તમારી ધારણા ખોટી નથી. મારી ઋતુઓ જલ્દી બદલાઇ રહી છે. આજ કાલ મારા ઉપર એક ક્રાન્તિકારી વિચાર સવાર છે. ખબર નથી આ કેવો ઇન્કિલાબ છે. કેમ કરી, ક્યાંથી, કેવી રીતે એ ઇન્કિલાબ પેદા થઇ રહ્યો છે? કોઈક શક્તિ છે જેણે મારી લગામ હાથમાં લીધેલી છે; કોઇક દૂર દૂરથી સાદ પાડી મને બોલાવી રહ્યું છે; કોઈક છે જે મને સંકેત કરી રહ્યું છે; કોઇક વિસરાયેલા સંગીતમાંથી કોઈક મેઘ-ધનૂષ્યની સમીપ લહરિઓ પેદા થાય છે, અને મને સ્પર્શી જાય છે.

નવી વાત તો એ બની રહી છે કે મારી આથમી જઇ રહેલી યુવાની, જે મને કદી પ્યારી ન હતી, તેય મને પ્યારી થતી જાય છે. જ્યારથી મેં સૌંદર્યની દૂકાન માંડી છે, ત્યારથી હું મારી યુવાની અને મારા સૌંદર્યને બન્ને હાથોથી લૂંટાવતી રહી

છું, અને યત્ન કરતી રહું છું કે લૂંટનારની સંખ્યામાં વધારો થતો રહે.

પરંતુ ખુદા જાણે કે મને શું થઈ ગયું છે કે હવે સૌન્દર્યની મુડીમાંથી જે કંઇ શેષ રહી ગયું છે, તેને સુરક્ષિત રાખવાની ઇચ્છા હૃદયના કોઇક વેરાન ખુણામાં ઉદ્‌ભવી રહી છે. કોઇ મારા કાનમાં કહી રહ્યું છે: "લયલા! જે કંઈ બાકી છે તેને સાચવ. કોઈ દાવેદાર આવનાર છે, જે તારી પાસેથી એ લૂંટાવેલી દોલતનો હિસાબ માંગશે. તેના માટે જે કંઇ બચી શકે તે બચાવી મૂક. જ્યારે તે આગન્તુક તને કહેશે કે મારા માટે તારી પાસે શું છે? ત્યારે તું જ કહે, તું તારા લૂંટાઇ ગયેલા ઘરમાંથી તેના માટે શું નજરાણું લાવશે? જ્યારે વિજયી વીર તારા નગરમાં પ્રવેશ કરશે, ત્યારે તારી કને તેના માટે કંઈ ખંડણી પણ હશે કે નહીં? તું મુફલિસ અને નાદાર બનીને તેના પાસે જશે?"...........

મારા બગીચાના લાખો ફૂલ હું વહેંચી ચૂકી. એક નાનકડી ક્યારીમાં થોડાંક પુષ્પો, જે બાકી રહી ગયાં છે તે હવે, હું મારા દિલમાં એ ઇચ્છા રાખું છું કે, તાજાં રહે, કરમાઈ ન જાય...... કદાચ આ મારી આવનારી વૃદ્ધાવસ્થાનો પ્રથમ સંકેત છે! સોના મહોરો લૂંટાવી દીધા પછી બચી ગયેલા થોડાક પૈસાને છેડામાં મજબુત બાંધી રાખવાની ઇચ્છા ત્યારેજ જાગૃત થાય છે, જ્યારે દરવાજા પર નિર્ધનતા ટકોરા મારે છે. ઘણે ભાગે મારી કંઇક એવીજ દશા છે. જ્યાં સુધી દોલત વિપુલ હતી, હું લૂંટાવતી ગઈ......લૂંટાવતીજ ગઇ.........હવે જ્યારે મારી પાસે કંઇજ નથી રહ્યું, ત્યારે......ઓ.......ત્યારે... ...ઓ......હું કંઇ કહી શકતી નથી, કંઈ સમજી શકતી નથી!

મારી યુવાની ન્હાસી રહી છે, હું તેને શા માટે પાછી

ઝાલવા, પાછી લાવવા માંગું છું? હું તેની પાછળ કેમ દોડી રહી છું? શું આ યુવાનીની સમાપ્તિની કેફિયત નથી? સામાન્ય રીતે માનવીઓમાં યુવાનીની સમાપ્તિ વખતે આવા જ વિચારો પેદા થાય છે.........સાચું કહું છું, કદાચ આ તે જ ધ્વનિ છે, જે મારા કાનોમાં આવી રહ્યો છે! મારા વ્યાપારના વિકાસ માટે, જે વસ્તુ મેં મારી દૂકાન ઉપર મૂકી હતી, તેને હવે કોઈ આગન્તુકની સમક્ષ પ્રેમ-ભેટ બનાવીને રજૂ કરવા ચાહું છું, જેથી જ્યારે તે આવે, ત્યારે હું મારી અદના ભેટ, મારૂં સૌંદર્ય, મારી રાગિની, મારૂં ગીત, મારો આત્મા, મારી બધી પૂંજી એક થાળમાં મૂકી તેની આગળ પેશ કરું અને કહું: "ઓ સખા! મુજ દીનની આ પ્રેમ-ભેટ છે......એનો સ્વીકાર કર......તું એવા સમયે આવ્યો, જ્યારે મારૂં આખું નગર લૂંટાઈ ગયું છે. હવે મારા ખજાનામાંથી જે કંઈ બાકી છે તે તારૂં છે એ સિવાય મારી કને બીજું કશું નથી!"

......હેરાન છું ઓ પ્રભુ! તે કોણ હશે, ક્યારે આવશે, જેની પાસે હું આવી રીતે મારી ભેટ રજૂ કરીશ? હું મારી ખુશ્ક ખેતી પર પાણી છાંટી રહી છું...કોના માટે?...કોના માટે?......

મૃત્યુના ઘંટમાથી જીવનનો ધ્વનિ કેમ નીકળી રહ્યો છે!

## પત્ર ઓગણપચાસમો

## [૪૯]

મારા શબ્દો સંખ્યાની દષ્ટિએ ઓછા થયા છે, પરંતુ ભાવાર્થ વધ્યો છે. તમે બદલાઇ રહ્યા છો, હું બદલાઇ રહી છું. શું આવી જ રીતે કોઈ દિવસે તમે મારી જગ્યાએ આવી જશો અને હું તમારા સ્થળે?...અથવા આપણે બન્ને મધ્ય રેખાએ મળી જઈશું?

તમે જે દિવસે સોગંદ લીધા હતા કે 'તારી સાથે હવે પછી વૈષયિક સંબંધ નહીં રાખું અને સાચો પ્રેમ કરીશ' તેજ દિવસે મેંય પ્રતિજ્ઞા કરી હતી, કે જો તમે તમારા સોગંદ ઉપર કાયમ રહ્યા તો હું પણ તમારા પ્રતિ થોડાક કદમ વધવાનો યત્ન કરીશ......તમે વારંવાર પ્રશ્ન કરો છો કે તારા અભિપ્રાય મુજબ મારા સોગંદ અભંગ સાબેત થયા કે નહી?...હું હમણાં કશું કહી શકતી નથી!

બસ એટલું કહી શકું છું કે જ્યારથી તમે વાસનાને મારા-તમારા સંબંધમાંથી કાઢી નાંખી ત્યારથી હું તમારી મિત્રતામાં એક નવી જ રસિકતા અનુભવું છું! જ્યારથી પાપનું ચક્ર ખતમ થયું ત્યારથી પરદો પણ ખસવા લાગ્યો. હવે જો તમે મળો છો તો

હુ તમારા અંદર તે દુર્ગંધ નથી જોતી, જે મને અગાઉ સુગ ઉપજાવતી હતી.

ભરતીના સમયે નદીનું પાણી ગંદુ હોય છે, પરંતુ ભરતી પછી સ્વચ્છ થઈ જાય છે. હવે જ્યારે તમારી વાસનાની નદીમાં ભરતી ઉતરી ગઈ છે, ત્યારે કંઈક નિર્મળ પાણી આવવા લાગ્યું છે!...શું આ કોઇ જબ્બર ક્રાન્તિના આગમનનું ચિહ્ન છે? મારી જીંદગીમાં કે તમારી જીંદગીમાં? અથવા બન્નેની જીંદગીમાં?

મારો તમારો સંબંધ પવિત્રતામાં ફેરવાઈ જાય, તો એમાંથી શો અર્થ નીપજશે? ધારી લ્યો કે તમે નવી શુદ્ધ પ્રેમની દુનિયામા જવા લાગ્યા છો, તો શું મનેય તમારી જોડે કીચડમાંથી ખેંચી કાઢશો? શી ખબર શું થશે?......

હું એવી દશામાં છું, કે ન અમરતા મારા માટે છે, ન નાશ મારા માટે છે! એ બન્નેની મધ્યમાં લટકી રહી છું.

...કયાંક ઘણે દૂર મારા દિલના અંધકારમાં અમરતાની આ આકાંક્ષા બુઝાતા દીપકની જેમ ટમટમી રહી છે......અને બહાર વંટોળીયા ઘુઘવી રહ્યા છે! મારા હૃદયની અંદર વસેલી 'સ્ત્રી', જે મૃત્યુની લગોલગ આવી પહોંચી છે, તે અત્યારેય રાત્રિની નિરવતામાં અને દિવસના એકાન્તમાં મને કહી રહી છેઃ "લયલા! તારા જીવનજળની મીઠાશ મરી ગઇ. તારૂં પાત્ર ખાલી કરી દે, તેમાં નવું જળ ભરી લે. તું સ્ત્રી છે......તું સ્ત્રી છે! તું રમકડું નથી. તું પ્રેમ કરી શકે છે, તારાથી મુહબ્બત કરી શકાય છે......તારો પાલવ પ્રકૃતિની ભેટો વડે ભરી લે. તારા પ્રકટ પોશાકને તાર તાર કરીને જલાવી દે, અને તારા આત્માને મુહબ્બતના ઉંબર પર મૂકી દે......તું સ્ત્રી છે, તું સ્ત્રી છે, તારો સહચર શોધ! તારી મન્ઝિલ શોધ......"
......અને તમારૂં...તમારૂં જ મને સ્મરણ થયા કરે છે.

## પત્ર પચાસમો

# [ ૫૦ ]

તમને શું લખું ? હું ઘણા મોટા કામમાં પડી છું. આવીને જોઇ લ્યો ! મારી તુટેલી નૌકાનાં પાટીયાં જોડી રહી છું, ફાટી ગયેલો સઢ શીવી રહી છું, હલેસાંને સમારી રહી છું.

જાણે કોઇ ભયંકર તોફાન આવનાર છે ! કોણ સુકાની આવશે, જે આ ભાંગેલી નૌકાને સંભાળશે ? વાયુ બંધ છે, વાતાવરણ નિઃશબ્દ છે, ગતિમાન વાદળાં ચડી રહ્યાં છે, વીજળી ચમકી રહી છે.

સમુદ્રનાં મોજાં ધસતાં ધસતાં આવી રહ્યાં છે,...... કોઈ મને અને મારી નૌકાને એ મોજાં તરફ હડસેલી રહ્યું છે, કોઇ મને કહી રહ્યું છે, "તારી નૌકામાં બેસી જા ! દોરડાં કાપી નાંખ ! તારી નૌકાનો સુકાની આવી ગયો !"

હું પૂછું છું : "ક્યાં છે ? કઇ બાજુથી આવી ગયો ? હું કેમ દેખતી નથી ? સાચે જ તે આવી ગયો ? શું તે તોફાની વાયુમાં વાદળાંના ખભા પર સવાર થઇને આવે છે ?"

પરંતુ કોઇ કહ્યે જાય છે; "તે આવી ગયો, આવી ગયો." કહેનાર મારૂં નથી સાંભળતો અને કહ્યે જ જાય છે !

## પત્ર એકાવનમો

# [ ૫૧ ]

તમે મને શોધી કાઢી? ના, ના, હું તમારી સમક્ષ નહિ આવું. હું મરી જઈશ, હું ફના થઈ જઈશ, મારામાં શક્તિ નથી કે તમારી સમક્ષ આવું! મારી પાસેથી હટી જાવ, મને છોડી દો, રંગીન પતંગીયાને બગીચામાં ઉડવા દ્યો, હાથ લગાડશો તો તેનો રંગ ઉડી જશે!

પણ તે સાંભળતો જ નથી, નજીકને નજીક આવી જ રહ્યો છે!

મારી આંખોમાં બીલકુલ ઉંઘ નથી. હું સૂર્યના ઉદયની વાટ જોઉં છું! મારી નૌકા તૈયાર છે. સમુદ્રનાં મોજાંઓના બાહુ ખૂલ્લા છે...... મારો નાવિક આવી ગયો, સૂકાની આવી ગયો!

મારા રક્તથી તારી ખેતીમાં હું પ્રાણ સીંચીશ. હું અપવિત્ર તમને અપવિત્ર કરીશ, પરંતુ તે તમને અને મને કાયમી પવિત્રતા અર્પવા માટે. ધરતી ખોદવામાં આવે છે, કચરા અને કાદવના ઢગ કરવામાં આવે છે, લાકડીઓ કાપવામાં આવે છે, પત્થર તોડવામાં આવે છે, ચુનો પીસવામાં આવે છે. આ બધી ક્રિયાઓ પછી મસ્જિદ તૈયાર થાય છે. એ ખરાબી પછી મહેરાબ અને વ્યાસ–

પીઠ પેદા થાય છે......... મારી મસ્જિદ તૈયાર છે. હું તેના અંદર કેવી રીતે કદમ મૂકું. હું નાપાક છું!

...આમ ને આમ રાત્રિભરના તોફાન પછી સવાર પ્રગટયું છે.

પાનખર પછી વૃક્ષો નગ્ન થઇ ગયાં હતાં, હવે વસંત તેમના માટે નવો લેબાસ લઇને આવી રહી છે. એ લેબાસની જોડે જીંદગીના નવા આનંદો આવે છે......શું મારી પાનખરને પણ વસંત નવો સંદેશ આપી રહી છે?

કોણ છે, જે મારા દિલમાં નવું ચેતન પૂરી રહ્યો છે? કોણ છે?

તમે છો? .........તમે કહ્યું હતું: "તું મારાથી ન્હાસે છે, તો હું છુપાઇને તારા દિલમાં જગ્યા ખોળી કાઢીશ. તને મારા સાથે મુહબ્બત કરવાનું શિખવી દઇશ!

આજે મારો સખો આવી ગયો. હું તેની છું. હું તેના માટે છું. મારી જીંદગી તેની છે.....તે આવી ગયો, જેના અસ્તિત્વનો મારી જબાન ઇન્કાર કરતી હતી, અને જેને માટે મારો આત્મા પોકારતો હતો!

તમે આવી ગયા!

## પત્ર બાવનમો

# [ ૫૨ ]

દુનિયાના ટીકાકારોએ મારા પત્રો ઉપર વિવેચના શરૂ કરી દીધી છે.

મારા જીવનની કથાનો એક અંશ પણ આ પૃષ્ઠોમાં મોજુદ નથી.

જીંદગી હતીજ ક્યાં, કે જીવનકથા હોય? તે 'સ્ત્રી' જે મારા અંદર પચાશ વર્ષ સુધી ઉંઘતી રહી, તે હવે આંખો ચોળીને આળસ મરડી રહી છે! ટીકાકારો આ પ્રથમ ઝણકારને આખી કથા સમજી રહ્યા છે! ઉદયને લય સમજી રહ્યા છે.

ગેરસમજ દુર કરવાને માટે લખું છું કે આ જે કંઇ છે, મારી દાસ્તાનનો દિબાચો છે.

હવે હું જાગૃત દશાનું નિવેદન શરૂ કરૂં છું......હવે હું જાગૃત થઇ રહી છું. સજીવન રહી તો 'સ્ત્રી'ની જીંદગીની હકીકત બ્યાન કરીશ......વાંચનારા 'પુરૂષ' ગભરાઈને મારા પ્રારંભને અંત ન સમજે!

થોડા દિવસ મને આ નવી દુનિયામાં શ્વાસ લેવા દો, એના દ્વાર મારા માટે ઉઘડતા જાય છે...

અપરાધીઓ સાથે હિસાબ સાફ કરવાનો સમય ત્યારે આવશે, જ્યારે હું પત્ની અને મા બનીને વિદ્રોહનો ઝંડો બુલંદ કરીશ. હમણાં તો હું એક બજારૂ સ્ત્રી છું...બદનામ, પામર, ગરદન મારવાને લાયક!

શરિયતના નામે પુરૂષ સ્ત્રી પર ક્રૂરતાભરી સત્તા ભોગવે છે; તેજ શરિયતનું નામ લઇને હું પુરુષના દંભના બધા પરદા ચીરી નાંખીશ. હું જાણું છું કે તે વખતે પુરૂષ કહેશે કે: "લયલા? તેજ લયલા? જે કાલ સાંજ સુધી રૂપને વેચનારી હતી, અમારાથી જ પોતાની આજીવિકા મેળવતી હતી, તે હવે અમને મ્હેણાં-ટોણાં મારવા શિયળ અને પવિત્રતાની દેવી બની છે!"

તમે મોઢું ચડાવીને મ્હેણાં મારશો, અને હું હસીને તમારા બદકર્મો ઉપરના પરદા ચીર્યે જઈશ......

હું આ પૃષ્ટો ઉપર "સમાપ્ત" નથી લખતી. આ તો એક મોટી કીતાબની પ્રસ્તાવના જ છે.

બજારૂ સ્ત્રીની બે વાતો સાંભળીને ખફા ન થશો!

